श्रीश्रेयस्साधकअधिकारिवर्गग्रंथावलि-ग्रंथांक १३.

—સંવત્ ૧૯૭૬ ના કાર્તિક કૃષ્ણ ચતુર્દશીના ૧૧૪ મા મહોત્સવનિમિત્ત—

# श्री सदुपदेशश्रेणी.

## ४२ मो सदुपदेश.

—વિષયાનુક્રમણિકા—




—પ્રકાશક—

श्रीश्रेयस्साधकअधिकारीवर्गतरफथी

જેઠાલાલ દેવશંકર દવે.

—અમદાવાદ.—





શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

સં. ૧૯૭૬. આવૃત્તિ ૧ લી. ઇ. સ. ૧૯૧૯

મૂલ્ય રૂા. ૦-૮-૦.

# પ્રસ્તાવના.

સંવત ૧૯૭૬ ના કાર્તિક કૃષ્ણ ચતુર્દશીનો વડોદરામાં શ્રી. શ્રેયસ્સાધકઅધિકારીવર્ગનો ૧૧૪ મો મહોત્સવ નિયમાનુસાર ઉજવન કરવામાં આવ્યો હતો. તે પ્રસંગને માટે તૈયાર કરાવવામાં આવેલા લેખો, વ્યાખ્યાનો વગેરે શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનોને અર્થે પ્રકટ કરવામાં આવ્યા છે.

સંવત ૧૯૭૬ કાર્તિક-
કૃષ્ણ ૧૪—શુક્રવાર.
વડોદરા.

श्रीश्रेयस्साधकआधिकारिवर्ग.

॥ ॐ श्रीं ॥

# श्री सदुपदेशश्रेणी.

## द्विचत्वारिंशत्तम सदुपदेश.

## व्यष्टिजीवन अने समष्टिजीवन.

द्वे अक्षरे ब्रह्मपरे त्वनन्ते। विद्याविद्ये निहिते यत्र गूढे
क्षरंत्वविद्या ह्यमृतं तु विद्या विद्याविद्ये ईशते यस्तु सोऽन्यः॥
श्वेताश्वतर उपनिषद् ॥

વેદાન્તદર્શનના અભ્યાસકો જીવ અને બ્રહ્મના વાસ્તવ અભેદનો પરમસિદ્ધાન્ત માને છે, પરંતુ વ્યવહારભૂમિકામાં તે સિદ્ધાન્ત કેવી રીતે લાગુ પડે છે તે બાબત ઘણો થોડો વિચાર કરે છે. વેદાન્તદર્શનની પ્રતિષ્ઠા તેના અનુભવઉપર છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં વિદ્યાસૂત્રના વિવરણપ્રસંગમાં એક રમુજી પ્રશ્ન પૂછવામાં આવ્યો છેઃ “ લોકો કહે છે કે બ્રહ્મવિદ્યાવડે મનુષ્યો સર્વરૂપ બને છે, ત્યારે બ્રહ્મવસ્તુએ એવું શું જાણ્યું કે જે વડે તે સર્વરૂપ થયું ? ” ઉત્તરમાં શ્રુતિ કહે છે કેઃ—બ્રહ્મ પ્રથમ એકલું હતું, તેણે પોતાના આત્માને—હું બ્રહ્મ છું—એ રીતે ઓળખ્યો અને તેથી તે સર્વરૂપ થયું. આવી ઓળખ જેમને થાય પછી તે દેવ હોય કે ઋષિ હોય કે મનુષ્ય હોય તેઓ સર્વરૂપ થાય છે. આ અનુભવ વામદેવ ઋષિને ગર્ભવાસમાં થયો હતો, અને તેથી તેઓ પોતે મનુ થયા, સૂર્ય થયા ઇત્યાદિ અનુભવ કરવા લાગ્યા. આ અનુભવ જેમને જાગે છે તેમને દેવો આત્મવૈભવમાંથી ભ્રષ્ટ કરી શકતા નથી. કેમકે તેઓ દેવોના આત્મારૂપ બને છે. ”

આ પ્રકરણઉપરથી આપણને સ્પષ્ટ સમજાય છે કે બ્રહ્મ એક પૂર્ણ વસ્તુ છે, અને તે દેવ, ઋષિ, મનુષ્ય ઇત્યાદિ ગમે તે યોનિના દેહમાં મર્યાદિત થયા છતાં પોતાને પૂર્ણભાવે અનુભવી શકે છે, અને

તે અનુભવના બલવડે તે સર્વભાવાપત્તિ મેળવે છે. કેવલ બ્રહ્મ પોતાના મૂલરૂપમાં પૂર્ણરૂપે વિરાજમાન રહે છે એવો નિર્દેશ નથી; તેમ મર્યાદાવાળા રૂપમાં આવી સડે છે તેમ પણ નથી, પરંતુ પૂર્ણ વસ્તુ અપૂર્ણ રૂપમાં—અપૂર્ણ છાયામાં--પોતાના પૂર્ણભાવને ઓળખી કાઢે છે, અને જેમાં જેમાં આત્મભાવને ઓળખે છે તેમાં તેમાં સર્વભાવાપત્તિ થાય છે. આથી બ્રહ્મવિદ્યા એ કંઇ અનુભવ કરનારથી જૂદા કોઇ સર્વજ્ઞ ઈશ્વરનું જ્ઞાન નથી, પરંતુ તે તે ભિન્ન પ્રાણીપદાર્થોમાં અભિન્ન તત્ત્વની કરામલકવત્ ઓળખ છે.

આ ઓળખ અથવા શાસ્ત્રની પરિભાષામાં કહું તો પ્રત્યભિજ્ઞા ઘણા ઉંચા અધિકારની અપેક્ષા રાખે છે. સત્યનારાયણની કથામાં સત્ય પ્રભુનો પ્રસાદ લેવાનું ભૂલવાથી જેમ પતિને પત્ની ઓળખી શકી નહિ તેમ આત્મપ્રસાદવિના દેવો, મનુષ્યો અને ઋષિઓ પોતાને બ્રહ્મભાવે જ્યાં ત્યાં ઓળખી શકતા નથી. અને જે જુએ છે તે પોતાથી કંઈક જૂદી વસ્તુ છે એવા ભ્રમમાં કૂટાય છે. મોટા દર્પણસામે એક ચકલી જેમ સામી સાચી ચકલી છે એમ માની દર્પણઉપર ચાંચો મારે છે, તેમ મનુષ્યો પણ ભિન્ન ભિન્ન શરીરોમાં ભિન્ન ભિન્ન આત્મા છે એવું માની શરીરો અર્થાત્ ક્ષેત્રઉપર પોતાની રાગદ્વેષાદિ ચાંચો માર્યા કરે છે. જેમ આપણે ચકલીની ચેષ્ટા જોઇ તેના અજ્ઞાનનો માત્ર અનુશોચ કરીએ છીએ અને તેને જ્ઞાન આપી શકતા નથી, તેમ બ્રહ્માત્મભાવનો અનુભવ કરનાર જીવન્મુક્ત મહાત્માઓ આપણી રાગદ્વેષાદિ ચેષ્ટાને જોઇ આપણી અવિદ્યાનો અનુશોચ કરે છે, અને આપણામાં તેમના અનુભવનો રસ ઉતારવામાં કંઇક પાછા પડે છે. કાં તો દર્પણ ઉઠાવી લેવામાં આવે, અથવા દર્પણઉપર પડદો નાખવામાં આવે તો ચકલીની ચેષ્ટા બંધ થાય, તેમ ક્ષેત્રની ઉપાધિ—જેમાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહોનો સમાસ થાય છે તે ઉઠાવી લેવામાં આવે અથવા તે ક્ષેત્રઉપર કંઇ આચ્છાદન કરવામાં આવે તો આપણી રાગદ્વેષાદિવાળી ચેષ્ટાઓ ઓછી થાય. આ ઉપાધિનો લય અથવા ઉપાધિનો નિરોધ ભેદભાવથી ઉત્પન્ન થતા રાગાદિ કલેશનો નિવારક એક ઉપાય છે.

પરંતુ બીજો પણ એક ઉપાય છે. એક નાની ચકલી દર્પણમાં જ્યારે સામે ચકલી છે એવું મા॥ દર્પણઉપર આભાસને સાચી

ચકલીના મિથ્યા ભાનવડે ચાંચ અફાળતી જોઇએ તે જ સમયે ચકલીની પાંક તરફની દીવાલ ઉપર બીજું દર્પણ હોય તે પ્રતિ ચકલીઓના કલકલાટ થતા સંભળાય તો પોતાના સામા દર્પણના ભ્રમથી છૂટી બીજી ચકલીઓમાં પોતાના આત્માની સગાઇ ઓળખી ઉડીને તેમની ભેગી થઈ જાય છે. તે ચકલી સાચા સાલોક્યને મેળવે છે. દર્પણઉપર ચાંચ મારતી વખતે તે સત્ય અને મિથ્યાના યોગમાં ગુંચાયેલી હતી, તે ઇતર ચકલીઓના કલકલાટવડે આકર્ષાઇ મિથ્યા યોગમાંથી છૂટે છે, અને સાચી ચકલીઓમાં એક તાર થાય છે. એક વ્યક્તિનું જ સમષ્ટિમાં ખેંચાવું, અને તેના તારભેગા ભળી જવું, અને સમષ્ટિના જીવનમાં એક તંત્ર થવું—એ ભ્રમનિવૃત્તિનો બીજો ઉપાય છે.

બ્રહ્મવિદ્યાવડે સર્વભાવાપત્તિરૂપ જે ફલ મળે છે તેમાં સાંખ્યયોગનો ઉપાધિનો લય કરવાનો ઉપાય સ્વીકારાયો નથી, પણ વ્યષ્ટિજીવનને સમષ્ટિજીવનમાં ઓતપ્રોત કરવું--એક તંત્ર કરવું--એ વેદાન્તનો અમોઘ ઉપાય સ્વીકારાયો છે. પ્રથમના ઉપાયમાં મિથ્યાજ્ઞાનની નિવૃત્તિમાત્ર છે, પણ સત્યજ્ઞાનનો ઉદય નથી; બીજા ઉપાયમાં મિથ્યાત્વના યોગથી છૂટી સત્યત્વની અનુભવમર્યાદામાં અવાય છે. સર્વભાવાપત્તિ પ્રત્યેકમાં સર્વપણાના અનુભવવિના જાગતી નથી. દરેક ગાયરૂપ વ્યક્તિમાં ગોત્વનું ભાન કરવાનું સામર્થ્ય ન હોય તો ગાયરૂપ વ્યક્તિનું યથાર્થ જ્ઞાન થયું ગણાતું નથી; તેમ નાના મોટા અનંત પદાર્થોમાં પૂર્ણ બ્રહ્મત્વનું ભાન ન થાય તો આપણને બ્રહ્મજ્ઞાન નથી, પણ અલ્પજ્ઞાન છે. જેમ પાણી જેવી જેવી આકૃતિવાળા વાસણમાં મૂકીએ તેવી તેવી આકૃતિવાળું થાય છે, તેમ સ્વરૂપજ્ઞાન જે જે પરરૂપના ખોખામા ગોંઠવાઇ જાય તે તે જૂદા રૂપવાળું થઇ જાય છે. આથી જ્ઞાન પોતાની સ્વરૂપતાનો ત્યાગ કરી પરરૂપતાને ધારણ કરે છે; તેનું સ્વરૂપ બ્રહ્મ છતાં તે અલ્પરૂપ પકડે છે.

શા કારણથી આપણી સર્વભાવાપત્તિ થતી નથી એ પ્રશ્નનું ઉત્તર એટલું જ કે આપણે તે તે ભાવમાં--તે તે પદાર્થમાં અથવા પ્રાણીમાં- બ્રહ્મનું સર્વપણું ઉકેલી શકતા નથી. જેમ ચીન ભાષાનાં ચિહ્નો આપણે ઉકેલી શકતા નથી, અને તેથી તે નિરર્થક લાગે છે, તેમ આ સ્થાવરજંગમ જગતના પદાર્થો જે પૂર્ણબ્રહ્મનાં ભાષા-

ચિહ્નો છે તેને આપણે સંકેતના અજ્ઞાનને લઈ ઉકેલી શકતા નથી. આ વિશ્વના પ્રાણીપદાર્થો વસ્તુતઃ પૂર્ણબ્રહ્મની ઓળખવાની ભાષા-લિપિ છે, છતાં આપણે તેને નિર્જીવ ઘૂણાક્ષર (કીડાએ લાકડામાં કોરેલી આકૃતિઓ) માનીએ છીએ. જ્યારે આ અક્ષરો જીવતા થાય--જ્યારે તેમાં સંકેતના સ્ફોટથી મંત્રચૈતન્ય જાગે ત્યારે આપણા નિત્યના અનુભવના પ્રાણીપદાર્થો ઘુણાક્ષર બંધ થઇ બ્રહ્માભિધાન વાક્યાર્થને જાગ્રત્ કરી શકે.

સંસારના પ્રાણીપદાર્થો મૃત લિપિજેવા આપણને થઈ ગયા છે તે સચેતન લિપતરીકે ઉભા થાય, ત્યારે તેમાં પૂર્ણ બ્રહ્માર્થની પૂર્ણવાક્યાર્થની પ્રતીતિ થાય.

પદોનો ગમે તેવો વિન્યાસ વાક્યને ઉપજાવી શકતો નથી; તેમ પદાર્થોના જ્ઞાનવિના વાક્યાર્થ ઉત્પન્ન થતો નથી; તેમ કેવલ પદાર્થનું જ્ઞાન હોય પણ અન્વય કરવાની કલા ન હોય તોપણ વાક્યાર્થ ઉદય થતો નથી. આ જેમ ભાષાના વ્યાકરણનો નિયમ છે તેવો બ્રહ્મવિદ્યાના વ્યાકરણનો પણ નિયમ છે. ભોગ્ય જગતનું નિરીક્ષણ કરવું તે પદોનો વિન્યાસમાત્ર છે; ભોક્તાઓના અંતર્ગત સામર્થ્યને જાણવું અર્થાત્ ચેતનપણાનો અનુભવ કરવો એ માત્ર પદાર્થોનું જ્ઞાન કહેવાય; પરંતુ પ્રેરિતાસાથે ભોક્તાઓનું એકપણું કરવું-ભોક્તાઓનો અન્વય કરવો અને તે પણ ભોગ્યના જડ જેવા દેખાતા પદમાં–ખોખામાં કરવો–એનું નામ વાક્યાર્થ છે. **भोक्ता-भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत्** એ શ્વેતાશ્વતર ઉપનિષદ્ સ્પષ્ટ જણાવે છે કે ભોક્તા, ભોગ્ય અને પ્રેરિતા--જગત, જીવ અને ઈશ્વર--એ ત્રણ પ્રકારે બ્રહ્મતત્ત્વનું અવસ્થાન છે, અને તે રૂપે અનુભવવું એ અન્વયજન્યવાક્યાર્થજ્ઞાન છે.

મારા અભ્યાસમાં મને જણાયું છે કે તત્વવિદ્યાનાં આ ત્રણ પ્રમેયોનો–જગત, જીવ અને ઈશ્વર–ભોગ્ય, ભોક્તા અને પ્રેરિતા–નો આપણે અન્વય કરતા નથી. અને જગતઉપર સાચાપણાનો ભાર મૂકી જડવાદમાં ગુંચાઈએ છીએ. પ્રસંગે જીવઉપર ભાર મૂકી વિજ્ઞાનવાદમાં ગોથાં ખાઇએ છીએ; અને પ્રસંગે પ્રેરિતા ચેતનઉપર ભાર મૂકી જીવ–જગત્‌વિનાના પરમેશ્વરને ખાલી ખોખારૂપ બનાવી દઈએ છીએ. જગતના જડવાદમાં–પ્રકૃતિના ઐશ્વર્યમાં મોહ પામી

પહોળાં મોં કરી આશ્ચર્યમાં ચકિત થવા કરતાં, એક કીડીના અંતર્ગત બલવડે તે એક જડ દીવાલઉપર ચઢે તેવા ભોક્તાના સ્વયંભૂ બલમાં મને મોટું આશ્ચર્ય લાગે છે; પછી ભલે તે જડ પ્રકૃતિના બલમાં કીડીનું શરીર નાશ પામે, પરવાળાંના પર્વતને જોઇ જે આશ્ચર્ય થાય તેમાં મને પ્રકૃતિના સામર્થ્યકરતાં ક્ષણિક જીવનાર પરવાળાંના કીડાના સામર્થ્યનો પ્રભાવ વધારે લાગે છે. ભલે જગત્ એક મર્યાદાવાળા ભોક્તાકરતાં અનંતગણું મોટું હોય, પણ તેની કિંમત નાનો ભોક્તા જ આંકે છે. તે ભોકતાવિના જગત્ એકડાવિનાનાં અનંત મીંડાં છે. ભોક્તાને અર્થે ભોગ્યનું અસ્તિત્વ છે. કદાચ અમુક દેશ અને કાલની મર્યાદાવાળા ભોક્તાનો અમુક ભોગ્યસાથે સંબંધ ન થાય તેટલા માત્રથી તે ભોગ્ય કોઇપણ ભોક્તાના સંબંધવિનાનું છે એ માનવું ભૂલભરેલું છે. અમુક અધ્યક્ષચેતનનો સંબંધ છૂટતાં ભોગ્ય ઇતર અધ્યક્ષની સત્તામર્યાદામાં આવી જાય છે. ક્ષેત્રનો પ્રત્યક્ષ માલીક ન જણાય ત્યારે જેમ બીનવારસી માલ રાજાનો ગણાય તેમ ભોગ્ય જગત્ અમુક ભોક્તાના શરીર ઇન્દ્રિય અને વિષયમર્યાદામાંથી છટકે તો ઇતર ભોક્તાની સત્તામાં આવે છે, અને સર્વ સમયે તે પરભોક્તાની અર્થાત પ્રેરિતાની સત્તામાં તો રહે છે જ. આ પ્રમાણે સમગ્રભોગ્ય એક સમગ્ર ભોક્તાની સત્તામર્યાદામાં છે. સમગ્રભોગ્ય—સઘળું વિશ્વ—એક મુખ્ય અધ્યક્ષભોક્તાના શરીર, ઇન્દ્રિય અને વિષયરૂપ છે. આ મુખ્ય અધ્યક્ષને આપણે પ્રેરિતા કહીએ છીએ. જેમ સઘળાં ક્ષેત્રો મુખ્ય રાજાની માલકીનાં છે, અને ખાતેદારની પ્રત્યક્ષ ઉપભોગ કરવાની અવાન્તર સત્તા અથવા માલકીનાં તે તે ક્ષેત્રો ગણાય છે. જ્યારે જ્યારે ક્ષેત્ર બીનવારસી થાય ત્યારે મુખ્ય રાજાની સત્તામાં આવે છે, અને તે અન્યની અવાન્તર સત્તામાં મૂકે છે, તેમ આપણાં સ્થૂલ સૂક્ષ્મ અને કારણ શરીરોનું પણ નિયમન છે. જ્યાં સુધી રાજભાગ આપવામાં આવે ત્યાં સુધી ક્ષેત્રની વ્યવસ્થામાં ખાતેદારને કોઇ વિઘ્ન કરતું નથી, તેમ જ્યાં સુધી ગુણકર્માનુસાર સમષ્ટિપ્રેરિતાના સંકેતમાં આપણે નિર્વાહ કર । પૂરતો કર્મયોગનો ભાગ આપીએ ત્યાંસુધી આપણા ક્ષેત્રની—સ્થૂલ સૂક્ષ્મ કારણ શરીરની વ્યવસ્થામાં સમષ્ટિચેતન આડે આવતું નથી.

વેદાન્તશાસ્ત્રના અભ્યાસીઓ વ્યષ્ટિચેતન અને સમષ્ટિચેતન અને તેના કાર્યપ્રદેશના સ્વરૂપસબંધમાં ઘણી ભૂલ કરતા મેં જોયા છે.

જેમ વૃક્ષ વ્યષ્ટિ છે, અને વૃક્ષસમૂહ સમષ્ટિ છે, તેમ આપણાં સ્થૂલ શરીરો વ્યષ્ટિઓ છે, અને તેનો સમૂહ સમષ્ટિ છે. પરંતુ અત્ર ધ્યાનમાં રાખવાની અગત્ય છે કે કેવલ વૃક્ષોનો સરવાળો કંઈ વન નથી, પરંતુ નાનાં મોટાં વૃક્ષોનો પરસ્પર સંબંધ, ઉંચીનીચી ટેકરીઓ, નદીનાળાંના પ્રવાહો વગેરેથી વિશિષ્ટ પૃથ્વીનો ભાગ તે વન છે. સારાંશ વન ભિન્નભિન્ન વૃક્ષોનો ગુણાકાર કહીએ તો ચાલે, માત્ર સરવાળો નથી. સરવાળાનું પરિણામ, અને ગુણાકારનું પરિણામ જૂદું હોય છે. પાંચ અને પાંચનો સરવાળો દસ થાય, અને ગુણાકાર પચીસ થાય. પચીસ એ એક વિશિષ્ટરૂપ છે; દસ એ એક સાદું રૂપ છે. તેમ મારી તમારી વિશ્વ અભિમાનીઓની સત્તા મર્યાદાનાં સ્થૂલ શરીરો માત્ર સમૂહરૂપે ભેગાં કરીએ અર્થાત્ તેનો સરવાળો કરીએ તેવડે બ્રહ્માંડના વિરાડાત્માનો દેહ થાય છે એમ નથી. પરંતુ તે તે શરીરાવડે થએલી વિશિષ્ટ રચનામાં વિરાડાત્માનો દેહ છે. તે વિશિષ્ટ રચના કરવામાં આપણાં શરીરો ગુણાકારના અંકો છે. તેમની વચ્ચે + ચિહ્ન નથી પણ × ચિહ્ન છે. તેથી વિરાડાત્માના વિશિષ્ટદેહમાં મારો સ્થૂલ દેહ કદાચ પગના નખરૂપ હોય તો તમારો દિવ્ય સ્થૂલ દેહ કદાચ તેના મસ્તકના ગર્ભનો અણુ પણ હોય. સારાંશ આપણાં શરીરો વિરાડાત્માના દેહના ધાતુની ઘટક અણુરૂપ સામગ્રી છે, અને તેવા અણુઓથી રચાએલો સંઘાત તેની અધ્યક્ષસત્તામર્યાદાનો દેહ છે. આથી જેમ આપણી અધ્યક્ષસત્તા આપણા દેહઉપર જ્યાંસુધી ચાલે છે ત્યાં સુધી દેહના ઘટક સચેતન અણુઓને સ્વાધીન વર્તાવી શકીએ છીએ, તેમ વિરાડાત્મા અથવા સમષ્ટિસ્થૂલનું અધ્યક્ષચેતન આપણાં સ્થૂલોને પોતાના સંકેતમાં નિયંત્રિત કરી પ્રવર્તાવે છે. જ્યારે આપણા દેહના ઘટકસચેતન અણુ જેવા કે નખ કેશાદિ આપણા સામ્રાજ્યમાંથી બહાર જવા માગે ત્યારે આપણે તેનો ઉપયોગ ન હોય તો તેને જવા દઈએ છીએ; જે અણુઓ ઉન્મત્ત થઈ વૈરાજ્ય કરવા માગે તેને આપણે ઉપચારોવડે બહાર કાઢી મૂકીએ છીએ--જેવા કે વાત પિત્ત અને કફથી દૂષિત ધાતુઓના અણુઓ ઔષધવડે બહાર કાઢીએ છીએ; અને જે અણુઓ આપણી સત્તામર્યાદામાં રહી પોતપોતાના નિયત ગોલકમાં જેવાં કે હૃદય, ફેફસાં વગેરેમાં સ્વારાજ્ય કરવા માગતાં હોય તેમને તેમાં સ્વારાજ્ય કરવા દઈએ છીએ, અને આપણે જાણતા પણ નથી કે તે

પોતાનાં કામ કેવી રીતે કરે છે. આ જ ન્યાયથી સમષ્ટિ અભિમાનીનું જીવનતંત્ર ચાલે છે, તેમાં પણ સામ્રાજ્યની, વૈરાજ્યની અને સ્વારાજ્યની વ્યવસ્થા છે. સામ્રાજ્યની દોરી વિરાડાત્માના મંત્રી હિરણ્યગર્ભની પાસે છે. તે સુત્રાત્મા સામ્રાજ્ય તંત્રની બહારની અને અંદરની નીતિ રચે છે. વૈરાજ્યના હીમાયતીઓ દૂષિત દેહના અણુઓ-જેવા અધર્મમાં પચેલાં ભોકતાઓનાં શરીરો છે; તેઓ વિરાડાત્માના દેહના રોગજનક જંતુઓ છે. તેઓ ઉપદ્રવ કરે છે, વિપ્લવ કરે છે, અને તેના નિવારણને અર્થે અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત દુઃખોની આ સંસારમાં સામગ્રી રચાયેલી છે. વિરાડાત્માના દેહમાં સ્વારાજ્યના અધિકારી જીવોના દેહો પણ છે. સાધુજનો, યોગિજનો મુકતજનોના દેહો, સ્વારાજ્યતંત્રને ચલવનારા છે. આ દેહો આધિકારિક દેવોના ગણાય છે. તેમના અંતર્ગત કલ્યાણ રાજ્યતંત્રમાં વિરાડાત્માની સામ્રાજ્યનીતિ, આડે આવતી નથી. તેઓ વિશાલ આર્ષદર્શનવાળા હોવાથી સ્વચક્રમાંથી ખસી પરચક્રમાં જવા ઇચ્છતા નથી; વિરાડાત્માના સ્વચક્રમાં જ તેઓ નિવાસ કરી ધર્મપ્રસારણ કરી સ્વારાજ્યની સિદ્ધિ પ્રત્યેકને કરાવે છે. આ કારણથી જગદ્વ્યાપાર-વિનાની સર્વ સત્તા આ સ્વારાજ્યસિદ્ધિ કરનાર સગુણ પરમેશ્વરની ઉપાસના કરનારને મળે છે એવું શાસ્ત્રમાં પ્રતિપાદન છે.

આથી સ્પષ્ટ થશે કે સમષ્ટિદેહ—એ વ્યષ્ટિના દેહોનો સરવાળો નથી, પણ ગુણાકાર છે. તે દેહ એક અધ્યક્ષ ચેતનના બ્રહ્માંડના અભિમાનીના તાબામાં છે. તે વિશિષ્ટ દેહમાં આપણા દેહો વિશેષણ-રૂપ છે. પછી તે ગુણવાચક હોય કે દોષવાચક પણ હોય. ગુણવાચક વિશેષણરૂપ હોય તો સ્વચક્રમાં સામ્રાજ્યની નીતિમાં સ્વારાજ્યસાધક અંતર્ગત નાના ચક્રરૂપ તેઓ બને છે; જો દોષવાચક વિશેષણ હોય તો વૈરાજ્યસાધક ગણાય, અને નારકી યાતનામાં તેઓ પ્રવેશ કરે. તે યાતના પણ તે દેહના શોધન અર્થે, અને પરચક્રમાં ઉપયોગી અંશ તરીકે જવા અર્થે થાય છે. શબનો વહેલો નીકાલ ન થાય, તેને અગ્નિસંસ્કાર ન થાય તો બીજા જીવતા પરચક્રોને હાનિ કરે તેવી રીતે અધર્મીના દેહોનો નાશ યુદ્ધાદિ વિશ્વહિતની સામગ્રીમાં થાય. આવાં મૃત્યુ અગ્નિસંસ્કાર જેવાં સંસ્કારવાળાં કહેવાય; તેવાં મૃત્યુ અભિમાનીનાં શોધક ગણાય. ઘરમાં બેસી અપમૃત્યુ ભોગવે, અને દેહનો લય નાના જંતુઓ પ્રકૃતિશોધનઅર્થે દુર્ગંધ ઉત્પન્ન

ક્રી કરે, તેના કરતાં સમષ્ટિના હિતમાં યુદ્ધાદિ પ્રસંગોમાં લય પામે તે ઇષ્ટસાધક મૃત્યુ મનાય. આ કંઇ કલ્પના નથી. વસ્તુસ્થિતિ આ પ્રકારની છે.

ત્યારે વ્યષ્ટિચેતનનું જીવન કેવું હોવું જોઇએ તેનો ખુલાસો બ્રહ્મવિદ્યાના સૂત્રવડે સત્વર થઇ શકે છે. પ્રત્યેકમાં પૂર્ણબ્રહ્મ અનુભવાય એવી યોજનાવાળું પછી તે દેવયોનિનું હોય, ઋષિનું હોય, મનુષ્યનું હોય–ગમે તે યોનિના દેહનું જીવન હોય, તે જીવન સમષ્ટિચેતનની સામ્રાજ્યમર્યાદામાં સ્વારાજ્ય સિદ્ધિ કરનારૂં, વિરાડાત્માના અધ્યક્ષ ચેતનની બહારના પરચક્રમાં જવાની તાલવેલીવિનાનું; આધિકારિક દેવતાનું–અથવા પરિવાર દેવતાનું. તેમાં પણ સ્વચક્ર અને પરચક્રમાં પ્રવર્તતા બ્રહ્માત્મૈક્યના વૈભવના ભાનવાળું, ઈશ્વર ચેતનના સંકેતના નિર્વાહમાં ઉપયોગી થનારૂં, પછી તે કાર્ય મંત્રીનું હોય; ન્યાયાધીશનું હોય, વ્યાપારીનું હોય અથવા યોદ્ધાનું અથવા સેવકનું હોય; ગમે તે કાર્ય હોય તોપણ પરમેશ્વરચેતનના સંકેતમાં ઉપકારક હોવાથી સ્વધર્મરૂપે ગણી સેવાવું જોઇએ.

સાચા સ્વારાજ્યને મેળવનાર વ્યષ્ટિઆત્માની પ્રવૃત્તિ સમષ્ટિઆત્માના જીવનમાં ઉપર પ્રમાણે હોવી ઘટે છે.

વ્યષ્ટિ તથા સમષ્ટિનો સંબંધ સાદો નથી, પણ વિશિષ્ટ છે. સમષ્ટિ કંઇ અણુઓના પુંજરૂપ નથી, પરંતુ તંતુઓના આડાઅવળા વણાટથી ઉત્પન્ન થયેલું એક વસ્ત્ર છે. પ્રત્યેક વ્યષ્ટિ તેમાં રંગપૂર્તિ કરે છે. આ કારણથી સમષ્ટિચેતનને "શબલ" એવું નામ આપવામાં આવે છે, વ્યષ્ટિચેતન અણુ, માયીય, અને કાર્મણ મલથી ન્યૂનાધિક અંશે મલિન હોવાથી "શ્યામ" કહેવાય છે. આ શબલ અને શ્યામનો સંબંધ–વ્યષ્ટિ અને સમષ્ટિનો સંબંધ—જડ સંયોગ નથી, પણ ચૈતન્યવાળો સમવાય સંબંધ છે. વ્યષ્ટિ સમષ્ટિમાંથી બલ મેળવે છે; સમષ્ટિ વ્યષ્ટિના ઉપકારથી વિશિષ્ટ બને છે. આથી જ વ્યષ્ટિ અને સમષ્ટિના સંબંધને મધપુડાનું રૂપક આપી તેના પરસ્પર સંબંધથી ઉત્પન્ન થતા રસને ઉપનિષદ્‌માં મધુ નામ આપવામાં આવ્યું છે. પૃથ્વીમંડલ અને જીવોના સ્થૂલ પિંડો, બાહ્ય જલમંડલ અને આપણા શરીરનું રેતસ્, બાહ્ય અગ્નિમંડલ અને આપણી વાગ્‌ઇન્દ્રિય; બાહ્ય વાયુમંડલ અને આપણી પ્રાણકલા; બાહ્ય સૂર્યમંડલ અને આપણી ચક્ષુરિન્દ્રિય; બાહ્ય દિઙ્‌મંડલ અને આપણી શ્રોત્રેન્દ્રિય;

બાહ્ય ચંદ્રમંડલ અને આપણું મન; બાહ્ય વિદ્યુત્મંડલ અને આપણું ઓજસ; બાહ્ય ઘનગર્જન અને આપણી ધ્વનિકલા; બાહ્ય આકાશમંડલ અને આપણું હૃદયાકાશ; બાહ્ય ધર્મમંડલ અને આપણું અદૃષ્ટ; બાહ્ય સત્યમંડલ અને આપણી સદ્દભાવના; બાહ્ય જનમંડલ અને આપણું મનુષ્યત્વ; બાહ્યબ્રહ્માંડનો આત્મા અને આપણો જીવાત્મા—એ રીતે ચતુર્દશ કલામાં પિંડ બ્રહ્માંડનો મધુરસનો યોગ છે. દરેક પિંડમાંનો ચેતનરસ ભિન્ન ભિન્ન પુષ્પના રસજેવો ખાટો ખારો હોય છે, પરંતુ તે સર્વ જુદા રસમાંથી ઉત્પન્ન થનાર સમરસ મધુરૂપ છે અને તે સમષ્ટિચેતનની અધ્યક્ષ સત્તાનીચેનો છે. પ્રત્યેક મધુકર જૂદા જૂદા રસને લાવે છે. અને મધપુડામાં મૂકી સમષ્ટિમાં મધુરૂપ બનાવે છે; અને સમષ્ટિના સામ્રાજ્યમાં સ્વારાજ્ય સેવી તે મધુના પણ ભોક્તા બને છે. મધુકર રાણીના અધ્યક્ષપણામાં પ્રત્યેક મધુકરે પોતાનું નિયત કાર્ય કરવાનું હોય છે. આ પ્રમાણે પરસ્પર ઉપકાર્યઉપકારકસંબંધ વ્યષ્ટિ અને સમષ્ટિ ચેતન વચ્ચે છે.

બ્રહ્માંડના અધિપતિ ચેતનને આપણે સમષ્ટિના ક્ષેત્રજ્ઞ અથવા ઈશ્વર કહીએ, ત્યારે પિંડના અધિપતિને આપણે વ્યષ્ટિના ક્ષેત્રજ્ઞ અથવા જીવ કહીએ છીએ. પિંડની પીઠમાં અને બ્રહ્માંડની પીઠમાં અધિકરણસ્થાને રહેલું ચેતન નિર્વિશેષ છે કે સવિશેષ છે; એકરસ છે કે ભિન્ન રસવાળું છે: સામાન્ય ભાવવાળું છે કે વિશેષ ભાવવાળું છે, કેવલ છે કે વિશિષ્ટ છે—એ ગહન પ્રશ્નમાં ઉતરવાની આપણે હાલ જરુર નથી. ભલે તે કેવલ હોય અને શાંકરદર્શનનું મંતવ્ય પરિણામી સત્ય હોય, ભલે તે વિશિષ્ટ હોય અને રામાનુજદર્શનનું મંતવ્ય પરિણામી સત્ય હોય, તોપણ એટલું તો ચોક્કસ છે કે સમષ્ટિ કંઇ ભેદોનો સમૂહમાત્ર નથી અર્થાત્ દ્વૈતસત્ય નથી, પરંતુ વ્યષ્ટિ અને સમષ્ટિ વચ્ચે વિલક્ષણ અવિનાભાવસંબંધ છે, અને તે કેવલ ભાવ જાગ્રત્ થતાં સુધી ના પાડી શકાય તેમ નથી. શાંકરદર્શનનો પાયો ભલે કેવલ ચેતનવાદની પીઠઉપર બંધાયલો હોય તોપણ તેની "પ્લીન્થ" અથવા મંદિરની પ્રથમ ભૂમિકા જીવ અને ઈશ્વરના, વ્યષ્ટિ અને સમષ્ટિના, શ્યામ અને શબલના વિશિષ્ટયોગપટ્ટઉપર રહેલી છે. આ યોગપટ્ટઉપર જ વેદના ઉપાસનાકાંડનું બંધારણ છે.

આ ઉપાસના સિદ્ધ કરવામાં વ્યષ્ટિચેતને શું કર્તવ્ય છે તેનો

ભાવમાં એટલે પૂર્ણ ષોડશીમાં લાવી મૂકે છે તેઓ જ વેદાર્થના રહસ્યને જાણે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. હલ્લેખાને શ્રીલેખા બનાવવી, અને તે પણ પ્રણવપટઉપર એમાં વ્યષ્ટિજીવન અને સમષ્ટિજીવનની અદ્‌ભુત અનુસંધાનવાળી ઉપાસના છે.

હલ્લેખાને—અવિદ્યાબીજને—શ્યામાને—વ્યષ્ટિજીવનને શ્રીચક્રરૂપે—વિદ્યાબિંબરૂપે—શબલ—બ્રહ્મરૂપે—સમષ્ટિજીવનરૂપે પલટાવવી અને "આવિર્ભૂત સ્વરૂપ" થવું એટલે પરરૂપ ત્યજી સ્વરૂપ ધરવું એનું નામ અહંગ્રહ ઉપાસના છે. આ સંસારીજીવનમાં આપણે ખોટા અહંનો ગ્રહ કરીએ છીએ તેને બદલે સાચા અહંનો ગ્રહ કરવો, આપણા સાચા સ્વરૂપને પકડવું, ઓળખવું અને તે ભાવમાં રમવું એ ઉપાસનાનું ફલ છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે ઉપાસ્ય અને ઉપાસકવચ્ચે પીઠમાં—અધિષ્ઠાનમાં—અભેદરસ છતાં કંઇક ભેદાભેદવાળો સંબંધ છે. સંસાર ભેદભૂમિકા છે; ઉપાસના ભેદાભેદભૂમિકા છે; અને તત્ત્વનિષ્ઠા અભેદભૂમિકા છે. પરંતુ જ્યાંસુધી વ્યષ્ટિનું વ્યષ્ટિ—અભિમાન જાગે છે ત્યાંસુધી સમષ્ટિ અભિમાન વિદ્યમાન છે અને તે અભિમાનમાં અહંગ્રહનો આવેશ લાવવો એ ધર્મનું કલામય સ્વરૂપ છે.

ભેદભૂમિકામાંથી ભેદાભેદભૂમિકામાં જવાના ક્રમનાં પાંચ પગથીઆં છે અને ઉપાસકે તે પાંચ ભૂમિકામાં થઇ કેવલ ભૂમિમાં—અભેદભૂમિમાં—જવાનું હોય છે. ઉદાહરણવડે આ ક્રમ સારી રીતે સમજાશે. એક મોટી કથરોટમાં આપણે નવા માટીના ઘડામાં શેરડીનો રસ ભરી તેના મુખઉપર વસ્ત્રને બાંધી તે ઘડાને આપણે આડો મૂકીએ અને તેના વસ્ત્રથી બાંધેલા મુખની પાસે એક સાકરનો ગાંગડો મૂકીએ. ગાંગડો એક પિંડાભિમાનીને સ્થાને છે. તે એક હલ્લેખા છે—વ્યષ્ટિજીવનનો અભિમાની છે. શેરડીના મધુર રસથી ભરેલા ઘડાના વસ્ત્રથી આચ્છાદિત મુખનજીક રહેલો તે સમષ્ટિચેતનપ્રતિ—શ્રી—બિંબપ્રતિ અભિમુખ થયેલો છે. એક બીજો સાકરનો કકડો ઘડાની બાજુએ અથવા તળીઆતરફ રહ્યો હોય તે તે વિમુખ છે. જે અભિમુખ સાકરનો ગાંગડો છે તેમાં પ્રથમ ઉપરના ભાગમાં ભેજ આવે છે, તેને હાથ લગાડીએ તો તે સ્નિગ્ધ થયેલો ચીકણો—થયેલો જણાશે. હલ્લેખા શ્રીચક્રતરફ ખેંચાય છે, વ્યષ્ટિચેતન સમષ્ટિના ગુણ—ધર્મને પકડતું જાય છે. આટલો પરિણામ ગુરુચેતન અને શિષ્યચેતન વચ્ચે અંતેવાસિપણાના પ્રભાવથી ઉત્પન્ન થવો એનું નામ સાર્ષ્ટિ—

ભાવમાં એટલે પૂર્ણ ષોડશીમાં લાવી મૂકે છે તેઓ જ વેદાર્થના રહસ્યને જાણે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. હલ્લેખાને શ્રીલેખા બનાવવી, અને તે પણ પ્રણવપટઉપર એમાં વ્યષ્ટિજીવન અને સમષ્ટિજીવનની અદ્ભુત અનુસંધાનવાળી ઉપાસના છે.

હલ્લેખાને—અવિદ્યાબીજને—શ્યામાને—વ્યષ્ટિજીવનને શ્રીચક્રરૂપે—વિદ્યાબિંબરૂપે—શબલ—બ્રહ્મરૂપે—સમષ્ટિજીવનરૂપે પલટાવવી અને "આવિર્ભૂત સ્વરૂપ" થવું એટલે પરરૂપ ત્યજી સ્વરૂપ ધરવું એનું નામ અહંગ્રહ ઉપાસના છે. આ સંસારીજીવનમાં આપણે ખોટા અહંનો ગ્રહ કરીએ છીએ તેને બદલે સાચા અહંનો ગ્રહ કરવો, આપણા સાચા સ્વરૂપને પકડવું, ઓળખવું અને તે ભાવમાં રમવું એ ઉપાસનાનું ફલ છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે ઉપાસ્ય અને ઉપાસકવચ્ચે પીઠમાં—અધિષ્ઠાનમાં—અભેદરસ છતાં કંઇક ભેદાભેદવાળો સંબંધ છે. સંસાર ભેદભૂમિકા છે; ઉપાસના ભેદાભેદભૂમિકા છે; અને તત્ત્વનિષ્ઠા અભેદભૂમિકા છે. પરંતુ જ્યાંસુધી વ્યષ્ટિનું વ્યષ્ટિ—અભિમાન જાગે છે ત્યાંસુધી સમષ્ટિ અભિમાન વિદ્યમાન છે અને તે અભિમાનમાં અહંગ્રહનો આવેશ લાવવો એ ધર્મનું કલામય સ્વરૂપ છે.

ભેદભૂમિકામાંથી ભેદાભેદભૂમિકામાં જવાના ક્રમનાં પાંચ પગથીઆં છે અને ઉપાસકે તે પાંચ ભૂમિકામાં થઇ કેવલ ભૂમિમાં—અભેદ—ભૂમિમાં—જવાનું હોય છે. ઉદાહરણવડે આ ક્રમ સારી રીતે સમજાશે. એક મોટી કથરોટમાં આપણે નવા માટીના ઘડામાં શેરડીનો રસ ભરી તેના મુખઉપર વસ્ત્રને બાંધી તે ઘડાને આપણે આડો મૂકીએ અને તેના વસ્ત્રથી બાંધેલા મુખની પાસે એક સાકરનો ગાંગડો મૂકીએ. ગાંગડો એક પિંડાભિમાનીને સ્થાને છે. તે એક હલ્લેખા છે—વ્યષ્ટિજીવનનો અભિમાની છે. શેરડીના મધુર રસથી ભરેલા ઘડાના વસ્ત્રથી આચ્છાદિત મુખનજીક રહેલો તે સમષ્ટિચેતનપ્રતિ—શ્રીબિંબપ્રતિ અભિમુખ થયેલો છે. એક બીજો સાકરનો કકડો ઘડાની બાજુએ અથવા તળીઆતરફ રહ્યો હોય તે તે વિમુખ છે. જે અભિમુખ સાકરનો ગાંગડો છે તેમાં પ્રથમ ઉપરના ભાગમાં ભેજ આવે છે, તેને હાથ લગાડીએ તો તે સ્નિગ્ધ થયેલો ચીકણો—થયેલો જણાશે. હલ્લેખા શ્રીચક્રતરફ ખેંચાય છે, વ્યષ્ટિચેતન સમષ્ટિના ગુણ—ધર્મને પકડતું જાય છે. આટલો પરિણામ ગુરુચેતન અને શિષ્યચેતન વચ્ચે અંતેવાસિપણાના પ્રભાવથી ઉત્પન્ન થવો એનું નામ સાર્ષ્ટિ—

યોગ છે. તે યોગમાં અને તે ઉપાસનામાં બંને અભિમાની પૃથક્ છે, પણ નાનો અભિમાની મોટા અભિમાનીપાસે નિવાસ કરી પોતાના સૂકા ભાવને ત્યજે છે, અને સ્નિગ્ધ બને છે.

અભિમુખ સાકરનો ગાંગડો ઘડાના મુખના વસ્ત્રને વળગી વસ્ત્ર ભેદી અંદર પ્રવેશ પામે, અને ભીતર રહેલા રસમાં ગગડે ત્યારે ઘડાના રસના અભિમાની અને આ પિંડના અભિમાનીવચ્ચે સમાન લોકનો સંબંધ ઉભો થાય છે. બંને અભિમાની પોતપોતાનાં નિયત કાર્યો કરે છે. રસાભિમાની ગાંગડાને અનુગ્રહથી ભીંજવે, તેની કઠિનતાને નિવૃત્ત કરે ઇત્યાદિ પરિણામો થાય, અને તે સાથે રસાભિમાનીમાં ગળપણ વધે; આ પ્રકારનો ઉપાસ્યઉપાસકનો સંબંધ થવો તેને જ સાલોકય સંજ્ઞા અપાય છે. ગાઢ સંબંધ જામતાં એક જ લોકમાં ઘડાના ભીતરપ્રદેશમાં એક ગાંગડાના બે ગાંગડા થઇ નજીક આવી રહે, અને એક જ લોકમાં પૃથક્ વ્યવહાર કરે, અને સમાન ધર્મને પ્રકટાવેઃ આનું નામ સામીપ્ય યોગ અથવા નરનારાયણયોગ કહેવાય. પુનઃ આ બે ગાંગડા શેરડીના સમરસમાં યુક્ત થાય છતાં કેન્દ્ર પ્રત્યેકનાં જૂદાં રહે એવી સ્થિતિ વ્યષ્ટિ અને સમષ્ટિચેતનની થવી તેને સારૂપ્ય યોગ કહેવાય. અધિક ભક્તિબલવડે અધ્યાત્મકેન્દ્રો બેનાં એક કેન્દ્રરૂપે થઇ જાય, અને પૃથક્ ઉપાધિની પ્રતીતિ ન રહે અને આ વેશ એક જ અભિમાનીતરીકે કાયમ રહે તેનું નામ સાયુજ્ય યોગ કહેવાય. આ સાર્ષ્ટિ, સાલોકય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્યભાવો ભેદાભેદ ભૂમિકામાં પ્રવર્તે છે; તેમાં વ્યષ્ટિજીવનનો ભાવાભાવ ભવોદ્ભવ થાય છે, અને સમષ્ટિજીવનને કંઇ વિશેષ સુંદરતા મળે છે. પ્રભુના જીવનને ભક્તિનું જીવન કંઇક ઉપકાર આપે છે. આર્તસ્વરને સાંભળી પ્રભુ ખેંચાય નહિ, દુઃખનિરોધનો અને આનંદનો અનુગ્રહ કરે નહિ તો ઉપાસ્યમાં પ્રભુતા શી ? તિરોધાન અને અનુગ્રહ કરવાનું શબલમાં–સમષ્ટિચેતનમાં–સામર્થ્ય ન હોય, પરંતુ ઉત્પત્તિ સ્થિતિ અને લય કરવાનું જ બલ હોય તો તે ભયના હેતુભૂત પ્રભુ ખરા, પણ પ્રેમના પાત્રરૂપ આપણા અંતર્યામી આત્મા ન ગણાય. શેરડીના સમરસમાં મધુર સાકરના રૂપમાં પલટાવાનો ગુણ ન હોય અને સાકરને પુનઃ સમરસ બનાવવાનો ધર્મ ન હોય તો કેવલ જલમાં અને શેરડીના રસમાં ફેર શો ? શબલ કંઇ કેવલ જલ નથી, પણ શેરડીના રસજેવો–નાળીએરના રસજેવો–વ્યાપક પદાર્થ

છે. તે પોતામાંથી નવાં કેન્દ્રોને–નવા અભિમાનીઓને–પ્રકટાવી પોતાના સમાનાકાર બનાવવાની વિલક્ષણ લીલા કરે છે. **देवस्यैव स्वभावोऽयमाप्तकामस्य का स्पृहा**—એ કારિકાપ્રમાણે સમષ્ટિચેતનનો વ્યષ્ટિચેતનને પોતામાં ખેંચી તેના ભોગમોક્ષને સિદ્ધ કરાવવામાં પોતાના આનંદને સમૃદ્ધ કરવાનો સ્વભાવ છે. ઘણી હૃલ્લેખાઓના સંબંધવડે તે પૂર્ણ શ્રીચક્રરૂપ બને છે. હૃલ્લેખાઓ—વ્યષ્ટિચેતનો–શ્રીચક્રના અધિષ્ઠાતાની જીવભૂતા પરા શક્તિ છે. આ પ્રકારે શ્યામમાંથી શબલમાં જવું, અને શબલમાંથી શ્યામમાં આવવું; વ્યષ્ટિના હૃદયાકાશમાંથી સમષ્ટિ બ્રહ્માંડના સૂર્યબિંબના ચિદાકાશમાં વિદ્યુત્ વેગે જવું અને ત્યાંથી સુષુમ્ણામાર્ગે પુનઃ હૃદયાકાશમાં પાછું આવવું–આવા ગતિ આગતિના સ્વરૂપને–આરોહ તથા અવરોહક્રમને સિદ્ધ કરનાર ઉપાસકો બ્રહ્મલોકને વર્તમાન દેહમાં જ કબજે કરે છે.

ઉપાસ્યનો અહંગ્રહ જાગે અને વ્યવહાર ઉપાસ્યભાવે થાય, અથવા સાર્ષ્ટિભાવથી, સાલોક્યભાવથી, સામીપ્યભાવથી, સારૂપ્યભાવથી અને સાયુજ્યભાવથી–એવા પાંચભાવથી વિભૂતિરૂપે આપણે જ્યારે સાધી શકીએ ત્યારે જ શાંભવ આવેશવડે આપણે ગર્જનાથી ગાઇ શકીએ કેઃ—

"નિર્મલ સ્વરૂપવિષે નિત્ય ન્હાતાં, નૃસિંહ, નૃસિંહ, નૃસિંહ લહાતાં,
સતચિતસુખમય સહજે થાતાં રે, રહ્યું હવે ના વાવું,
સતચિતસુખ સર્વત્ર, ત્યજીને ક્યાં જાવું." (નૃ. વા. વિ.)

नर्मदाशंकर देवशंकर महेता.





# राजयोग.

દોહરો.

ઉપાસ્ય ગણી યોગિમુનિ, સેવે જે પદ નિત્ય,
તે ઉપેન્દ્રનૃહરિપદે, નામું છું મુજ શિષ.

## प्रकरण १.

### प्रवेशन.

આપણું સઘળું જ્ઞાન અનુભવઉપર રહેલું હોય છે, અથવા તેનો આધાર અનુભવ છે. જેને આપણે આનુમાનિક ( inforential ) જ્ઞાન કહીએ છીએ, કે જેમાં આપણે વિશેષ વસ્તુથી સામાન્ય વસ્તુતરફ જઇએ છીએ અથવા તો સામાન્યથી વિશેષતરફ જઇએ છીએ, તેનો આધાર પણ અનુભવઉપર જ રહેલો છે. અમુક શાસ્ત્રમાં તો મનુષ્યો સત્યને સહજ શોધી શકે છે. કારણ કે તે પ્રત્યેક મનુષ્યના અમુક કે વિશેષ અનુભવને પ્રમાણભૂત ગણે છે. આવા શાસ્ત્રને જાણનાર શાસ્ત્રજ્ઞ અથવા વિજ્ઞાનશાસ્ત્રી આપણને કંઇ પણ પ્રમાણવિના માનવાનું કહેતો નથી, પણ તેના પોતાના અનુભવઉપરથી જે પરિણામ આવ્યો હોય છે તેના ઉપર વિચાર કરીને તે પ્રકારના મનુષ્યજાતિના અનુભવનું પ્રમાણ આપીને જ તેમાં શ્રદ્ધા ધરવાનું કહે છે. આવા પ્રત્યેક શાસ્ત્રમાં એક આધારભૂત વસ્તુ હોય છે કે જે આખી મનુષ્યજાતિના અનુભવને મળતી હોય છે, અને તેથી તેમાં સત્ય છે કે નથી તે આપણે તરત જોઇ શકીએ છીએ.

હવે પ્રશ્ન એ થાય છે કે ધર્મને આવી આધારભૂત કોઇ વસ્તુ છે કે નહિ ? આ પ્રશ્નનું ઉત્તર હા અને ના એમ બે પ્રકારે આપી શકાય છે. જે ધર્મનું શિક્ષણ આખા જગતમાં આપવામાં આવે છે તેનો આધાર શ્રદ્ધા ( faith ) અને વિશ્વાસ ( belief ) ઉપર

રહેલો હોય છે; અને ઘણું ખરૂં તો તેમાં જૂદા જૂદા મત અથવા સિદ્ધાંત જ જોવામાં આવે છે; અને જૂદા જૂદા જગત્‌ના ધર્મો વા તે ધર્મના અનુયાયીઓ એક બીજાસાથે લડે છે તેનું આ જ કારણ છે. આ મત વા સિદ્ધાંતો વિશ્વાસઉપર ઉભા રહે છે. એક મનુષ્ય કહે છે કે સ્વર્ગમાં ઈશ્વર છે કે જે આ વિશ્વનો નિયંતા છે તેમાં શ્રદ્ધા ધરવી જોઈએ. તેના પોતાના કથનઉપર વિશ્વાસ રાખીને આપણને તે જે કહે છે તે માનવાનું કહે છે, આ જ પ્રમાણે આપણા પોતાના પણ અમુક આવા જ વિચારો હોય છે, કે જેને માનવાને આપણે બીજાને કહીએ છીએ. આનું જો બીજા કારણ માગે છે તો કોઇ આપી શકતું નથી. વર્તમાન સમયમાં ધર્મ અને આધ્યાત્મિક દર્શનો ( metaphysical philosopy ) ની હલકી કિંમત લોકોમાં ગણાય છે.

વર્તમાન સમયની કેળવણી લીધેલો વિદ્વાન્ ગણાતો મનુષ્ય કહે છે કે 'બધા ધર્મો માત્ર અમુક અમુક મત વા સિધ્ધાંતોના જ બનેલા છે કે જેનો જૂદા જૂદા મનુષ્યો બોધ કરે છે.

તેમ છતાં પણ ધર્મમાં સાર્વલૌકિક ( universal ) શ્રદ્ધાનો એક પાયો કે આધાર રહેલો છે, કે જે સર્વ સિદ્ધાંતોનું તથા જૂદા જૂદા દેશના જૂદા જૂદા ધર્મોના જૂદા જૂદા વિચારોનું નિયમન કરે છે. આ મૂળભૂત આધારનો વિચાર કરીએ તો જણાય છે કે તેનો આધાર સાર્વલૌકિક અનુભવઉપર રહેલો છે.

સઉથી પ્રથમ જો આપણે જગત્‌ના જૂદા જૂદા ધર્મોનું પૃથક્કરણ કરીએ તો જણાય છે કે તે સર્વ બે વિભાગમાં વહેંચાએલા છે. એક પુસ્તકોવાળા અને બીજા પુસ્તકોવિનાના. પુસ્તકોવાળો ધર્મ બળવાન્ ગણાય છે તથા તેના અનુયાયીઓ પણ ઘણા હોય છે. પુસ્તકોવિનાના ધર્મ પ્રધાનપણે મૃતપ્રાય થઇ રહ્યા છે અને તેમાંથી થોડાને માત્ર થોડા થોડા અનુયાયીઓ છે. તો પણ આ સર્વમાં મધ્યબિંદુભૂત એક અભિપ્રાય આપણા જોવામાં આવે છે કે જે સત્યનો તે બોધ કરે છે તે અમુક મનુષ્યોના અનુભવનું છે.

ખ્રીસ્તી ધર્મવાળા ખ્રીસ્તી ધર્મને, અને તેમના ઈશુને માનવાને કહે છે. જો આપણે તેને તેનું કારણ પૂછીએ તો જણાવે છે કે તે પોતે તે પ્રમાણે માને છે. પરંતુ જો આપણે ખ્રીસ્તી ધર્મના મધ્ય-

બિંદુપ્રતિ દૃષ્ટિ કરીએ તો જણાય છે કે તે એક વ્યક્તિના અનુભવના પાયાઉપર ચણાએલો છે: ઈશુએ કહ્યું કે મેં ઈશ્વરને જોયો છે. તેમના અનુયાયીઓ પણ તે જ પ્રમાણે માને છે. બુદ્ધધર્મમાં પણ તે જ પ્રમાણે કહેવા માનવામાં આવે છે. બુદ્ધે અમુક સત્યો જાણ્યાં, તેનો અનુભવ કર્યો અને જગતને તેનો ઉપદેશ કર્યો, હિંદુઓનું પણ તેમ જ. હિંદુ વા આર્યશાસ્ત્રના લખનાર કે જેમને ઋષિઓ કહેવામાં આવે છે, તે કહે છે કે તેમણે અમુક સત્યને પ્રત્યક્ષ જોયાં, તથા તેમનો અનુભવ કર્યો છે. આ સત્યોનો તે જગતને બોધ કરે છે.

આ ઉપરથી આપણને સ્પષ્ટ થાય છે કે જગતના તમામ ધર્મોનો પાયો અનુભવઉપર ચણાએલો છે. બોધ કરનારાઓએ ઈશ્વરને જોયા, પોતાના આત્માનો સાક્ષાત્કાર કર્યો, પોતાનું ભાવિ જોયું, પોતાની અજરામરતા જોઇ, અને તેમણે જે જોયું તેનો જગતને બોધ કર્યો.

આજે ભેદ એટલો જોવામાં આવે છે કે આ ધર્મોમાંથી કોઇ કોઇ એમ માને છે કે આ પ્રકારનો અનુભવ આજે હવે અશક્ય છે. જેમણે ધર્મ સ્થાપ્યો છે એવા થોડા ધર્મસંસ્થાપકોને માટે જ તે પ્રમાણે બનવું સંભવિત વા શક્ય હતું. આજે આ પ્રકારના અનુભવ અવ્યવહાર્ય ( obsolete ) થયા છે અને તેથી આપણે ધર્મને માત્ર શ્રદ્ધાથી જ માનવો જોઇએ.

આ કથનને બુદ્ધિમાન્ કે વિચારશીલ મનુષ્ય સ્વીકારી શકે જ નહિ. આ જગતમાં જે અનુભવ એક વખત એક વ્યક્તિને થયો છે તે જ અનુભવ તે પછીથી અનેક વખત અનેક વ્યક્તિને થવાનો સંભવ છે જ. જે એક વખત બન્યું છે તે બીજી વખત આ પ્રકૃતિમાં બની શકે છે વા બનવું તે સંભવિત છે.

યોગશાસ્ત્રનો બોધ કરનાર વા તેને શીખવનાર કહે છે કે માત્ર પૂર્વસમયના અનુભવના પાયાઉપર જ ધર્મ ચણાએલો નથી, પણ તે પ્રકારનો અનુભવ આજે પણ સંભવિત વા શક્ય છે. જે મનુષ્યે જ્યાંસુધી આ અનુભવ લીધો નથી ત્યાંસુધી તેને ધાર્મિક કહી શકાતો જ નથી. આપણે જે ધર્મમાં હોઇએ તે ધર્મના સિદ્ધાંતોનો જ્યાંસુધી આપણે અનુભવ ન કરી શકતા હોઇએ ત્યાંસુધી

આપણે તે ધર્મમાં છીએ એમ માનવું એ ભ્રાંતિ છે, વા મિથ્યાભિમાન છે. યોગ એવી વિદ્યા વા એવું શાસ્ત્ર છે કે જે આ પ્રકારના અનુભવને પ્રત્યક્ષ કરવાનું આપણને શીખવે છે. જ્યાંસુધી અનુભવમાં ન આવે ત્યાંસુધી ધર્મની વાર્તા કરવાનો કંઇ જ અર્થ નથી.

ઈશ્વરના નામમાટે લોકો શામાટે આટલો વાદવિવાદ કે આટલી લડાઇ કરે છે? ઈશ્વર કે ધર્મને નામે ઓછા ઝઘડા કે ઓછી લડાઇઓ થઇ નથી. અને તેનું એજ કારણ છે કે લોકો ધર્મના હૃદયપ્રતિ કે તેના મધ્યબિંદુપ્રતિ જતા નથી. પોતાના પૂર્વજોના રીતિરીવાજને માન આપીને જ માત્ર તે સંતોષ માને છે; અને બીજાને પ્રમાણે કરે એમ તે ઇચ્છે છે.

જે મનુષ્ય પોતાના આત્માનો અનુભવ કરી શકતો નથી ત્યાં સુધી મને આત્મા છે એમ કહેવાનો તેને શું હક્ક છે? અને તે જ પ્રમાણે જે ઈશ્વરને જોઇ શકતા નથી તેમને ઈશ્વર છે એમ કહેવાનો શું હક્ક છે! જો આત્મા અને ઇશ્વર આ જગત્માં છે તો તેનો આપણે સ્વાનુભવ કરવો જોઇએ, અને આવો અનુભવ ન કરીએ તો પછી માત્ર વ્યર્થ તે પ્રમાણે માન્યા કરવાથી શો વિશેષ લાભ છે? એક દંભી થવા કરતાં તો નાસ્તિક થવું વધારે સારૂં છે.

હાલની કેળવણી લીધેલા જગતના મનુષ્યોનું માનવું છે કે ધર્મ, ઈશ્વર, કે આધ્યાત્મ વાતો, એ બધું નકામું છે; વળી કોઇ એમ પણ માને છે કે આ બધી વાતોને પાયો જ નથી કે તેને સત્યનો આધાર જ નથી. માત્ર આ બધામાં એક જ સારી વાત છે કે તેથી જગત્નું શુભ કરવાની પ્રેરણા થાય છે. જો મનુષ્યો ઈશ્વરને માને છે તો તે સારા થાય છે, નીતિમાન્ થાય છે, અને તેથી તે એક સારા નાગરિક થાય છે. આ લોકો જે વિચારની શ્રદ્ધાથી માને છે તેમાં તેમનો આપણે દોષ કાઢી શકીએ તેમ નથી. કારણ કે તે બિચારા તેમાં નિર્દોષ છે. આ લોકો અંધશ્રદ્ધાથી જ પરંપરાથી ચાલતી આવતી કેટલીક વાર્તા માનતા હોય છે, તેઓ માત્ર શબ્દથી જ સંતોષ માનીને બેસી રહે છે.

મનુષ્ય સત્ય જાણવાનો જિજ્ઞાસુ છે, તેનો તેને અનુભવ કરવાની ઇચ્છા છે, અને વેદો કહે છે કે જ્યારે તેને તે પ્રત્યક્ષ કરે

છે, જ્યારે તે તેનો સ્વાનુભવ કરે છે ત્યારે જ તેની સર્વ શંકાઓ દૂર થાય છે, અને ત્યારે જ અજ્ઞાનઅંધકાર ટળે છે.

આ સત્યને જાણવાનો તથા તેનો પ્રત્યક્ષ અનુભવ કરવાનો માર્ગ શોધાએલો છે, અને આપણે સર્વ તેને જાણીને, પ્રત્યક્ષ કરી શકીએ તેમ છે, અજ્ઞાનઅંધકારમાંથી બહિર નીકળી શકીએ તેમ છીએ.

રાજયોગ મનુષ્યજાતિ આગળ વ્યવહારોચિત ( Practical ) અથવા આચરણીય માર્ગ વા પદ્ધતને ધરે છે કે જેવડે સત્યની નિકટ જઇ શકાય છે તથા તેનો સ્વાનુભવ કરી શકાય છે. આ પદ્ધતિ કપોલકલ્પિત નથી પણ સશાસ્ત્ર વા શાસ્ત્રીય છે અને તેને આચારમાં ઉતારીને પૂર્વે કંઇ વ્યક્તિઓ જ્ઞાનવ્યજ્ઞાત વા પ્રાપ્તવ્ય પ્રાપ્ત થઇ રહી છે.

સઉથી પ્રથમ આપણે જાણવું જોઇએ કે પ્રત્યેક વિદ્યા અથવા શાસ્ત્રને પોતાની શોધની અમુક પદ્ધતિ વા રીત હોય છે. જેને ખગોળશાસ્ત્રી થવું છે તેને માત્ર ખગોળશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, એટલું જ મુખેથી બોલ્યા કરે તો તેથી કંઇ અર્થ સધાતો નથી. રસાયણશાસ્ત્રના સંબંધમાં પણ તેમ જ સમજવાનું છે. પ્રત્યેક શાસ્ત્ર જાણવાને અમુક માર્ગમાં વહેવાની જરૂર છે. રસાયણશાસ્ત્ર જાણવા ઇચ્છનારે પ્રયોગશાળામાં જઇને જૂદા જૂદા પદાર્થો લેઇને તેમને એકત્ર કરવા જોઇએ; અને આ પ્રમાણે તેમના ઉપર પ્રયોગો કરવાથી જ તત્સંબંધી જે જાણવાનું છે તે જાણી શકાય છે. ખગોળશાસ્ત્રી થવા ઇચ્છનારે પણ તે જ પ્રમાણે વેધશાળામાં જઇને દુર્બીન લેઇને તારાઓનો અભ્યાસ કરવો જોઇએ.

પ્રત્યેક શાસ્ત્રને જાણવાને તેની પોતાની પદ્ધતિઓ હોય છે, તે અનુસરવામાં આવે છે જ તેનું જ્ઞાન થઇ શકે છે. આપણને હજાર પ્રકારનો બોધ કોઇ કરે પણ જો આપણે તેને આચારમાં ન ઉતારીએ તો તેનો કંઈ જ અર્થ નથી, અર્થાત્ તેના વાસ્તવ હાર્દને આપણે જાણીને તેનો સ્વાનુભવ કરી શકતા નથી.

સર્વ દેશમાં થઇ ગએલા, સર્વ સમયના નિઃસ્વાર્થી મનુષ્યોનું એ જ કહેવું છે કે અમે અમુક સત્યને જોયું જાણ્યું છે અને તમે અમુક માર્ગે અનુસરશો તો તમને પણ તે જણાશે, તેમનો આશય જગતનું હિત કરવાનો જ હતો. તેમનું કહેવું છે કે આ ઈંદ્રિયોથી

જાણી શકાય તેવું સત્ય તેમણે જાણ્યું છે, અને તેની ખાત્રી કરી જોવા તે આપણને આમંત્રે છે. તેમનું કહેવું છે કે જે માર્ગને દર્શાવે છે તે માર્ગે પ્રમાણિકપણે અનુસરવું અને તેમ છતાં તેમના કહેવા પ્રમાણે સત્યનું દર્શન ન થાય તો પછી આપણને એમ કહેવાનો હક્ક પ્રાપ્ત થાય છે કે તેમાં સત્ય નથી; પરંતુ આ પ્રમાણે આપણે ન કરીએ અને તે પૂર્વેજ આપણે તેનો તિરસ્કાર કરીએ એ કોઇ પણ રીતે બુદ્ધિમાન્‌ને કે વિચારવાન્‌ને છાજે તેવું નથીજ. તેથી શ્રદ્ધાથી આપણે જે તે માર્ગમાં વહેવું જોઇએ, અને પછી જ સમજાશે કે જ્ઞાનપ્રકાશ જણાય છે કે નહિ.

જ્ઞાનને મેળવવામાં આપણે સામાન્ય રીતે અનુભવઉપરથી નિર્ણય કરીએ છીએ. જેમકે જ્યાં ધૂમ હોય છે ત્યાં અગ્નિ હોય છે, તેથી આપણે એવો નિર્ણય કરીએ છીએ કે જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં અગ્નિ હોવો ઘટે છે. આપણે પ્રથમ પ્રસંગો કે સ્થિતિને જોઇએ છીએ અને પછી તે ઉપરથી અમુક નિર્ણય કરીએ છીએ.

પરંતુ મનના સંબંધમાં તે પ્રમાણે બનતું નથી; અર્થાત્‌ આંતર જ્ઞાન કે મનનું જ્ઞાન તે પ્રમાણે બાહ્યાવલોકનથી થતું નથી. આપણા અંતરનું જ્ઞાન તો આપણને ત્યારે જ થાય છે કે જ્યારે આપણે આપણી આંતર સૃષ્ટિનું અવલોકન કરીએ છીએ. બાહ્યપ્રદેશની વસ્તુઓનું અવલોકન કરવું સહજ છે. પણ આંતર સૃષ્ટિનું અવલોકન કરવું તેટલું સરળ નથી. બાહ્ય વસ્તુઓનું અવલોકન કરવામાટે તો ઘણાંએ સ્થૂલસૂક્ષ્મ યંત્રો ખોળી કાઢવામાં આવેલાં છે; પરંતુ આંતરસૃષ્ટિના અવલોકનમાટે તેવાં કોઈ મંત્રોની શોધ થઈ નથી, તોપણ યથાર્થજ્ઞાનને માટે આપણે આંતર સૃષ્ટિનું અવલોકન કરવાની અગત્ય છે. યથાર્થ પૃથક્કરણવિના કોઈ પણ શાસ્ત્ર નકામું છે. માત્ર સિદ્ધાંતો કે મતસંબંધી ચર્ચા કોઇ અર્થને સારતી નથી, અને આ પ્રમાણે હોવાથીજ જૂદા જૂદા પંથના મનુષ્યો કંઇ કાળથી લડે છે. જે અવલોકનવડે સત્યને જોઇ શકે છે તેમને લડવાની ખટપટમાં પડવાનું રહેતું નથી, માત્ર દરીયાકિનારે ઉભા ઉભા વાતો કરનાર જ વાદવિવાદમાં પડે છે, જે અંતર ઉતરી ડુબકી મારે છે તેને વાદવિવાદ કરવાનું રહેતું નથી. કારણ કે તેને તો મોતી હાથ લાવ્યા વિના રહેતું નથી.

રાજયોગનું શાસ્ત્ર સહુથી પ્રથમ આપણને આંતર સૃષ્ટિનું અવલોકન કરવાનું આમંત્રણ કરે છે જે યંત્ર વડે આપણે આ આંતર સૃષ્ટિનું અવલોકન કરી શકીએ તે યંત્ર તે આપણું મન છે. ધ્યાનનું સામર્થ્ય જ્યારે યોગ્ય દિશામાં વાળવામાં આવે છે અને તેના વડે આંતર સૃષ્ટિનું અવલોકન કરવામાં આવે છે, ત્યારે મનનું પૃથક્કરણ થાય છે અને આંતર સૃષ્ટિમાં આપણે જે જાણવા જેવી છે તેવી બાબતોઉપર પ્રકાશ પડે છે. મનનાં સામર્થ્ય એ પ્રકાશનાં કિરણોની ગરજ સારે છે, અથવા તેવું કામ કરે છે. જ્યારે તેમને એકત્રિત કરવામાં આવે છે વા તેમનો સંયમ કરવામાં આવે છે, ત્યારે તે અદ્ભુત પ્રકાશને પ્રકટાવે છે, ને જે વડે સ્થૂલ ઇંદ્રિયોથી ન જોઇ શકાય તેવી બાબતો જોઇ જાણી શકાય છે.

આપણા વાસ્તવ જ્ઞાનનો આ એક જ માર્ગ છે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્રી પદાર્થવિજ્ઞાનને માટે જેમ પોતાની શક્તિનો ઉપયોગ બાહ્ય પ્રદેશમાં કરે છે તેમ આ આંતર સૃષ્ટિના જ્ઞાનને માટે આપણે તેનો ઉપયોગ આંતર પ્રદેશમાં કરવાનો છે, અને આ આંતર જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ઘણો અભ્યાસ કરવાની પણ જરૂર છે. આપણી બાલ્યાવસ્થાથી આપણને માત્ર બાહ્ય વસ્તુઓનું અવલોકન કરવાનું શીખવવામાં આવ્યું છે, પરંતુ આંતર સૃષ્ટિનું અવલોકન કરવાનું કોઇએ આપણને શીખવ્યું નથી. જેથી આંતર અવલોકનની આપણી શક્તિ ખીલી શકી નથી અથવા તો તે વિકાસવિનાની રહી છે.

સ્મરણમાં રાખશો કે જો આપણે આંતર સૃષ્ટિનું અવલોકન કરવું છે તો પછી બાહ્ય દૃષ્ટિને ફેરવવી જ પડશે, અને તેને અંતર્મુખ કરવી જ પડશે. બહિર્મુખ દૃષ્ટિવડે આંતર સૃષ્ટિને જોઇ શકાય તેમ બનવું અસંભવિત જ છે. મનના બાહ્ય વેગને આંતર કરવો પડશે, તેનાં સામર્થ્યોને એકત્રિત કરવાં પડશે અને ત્યારે જ તેના પોતાના પ્રતિ તેની દૃષ્ટિ જશે અને ત્યારે જ તે પોતાના સ્વભાવને જાણી શકશે. આ અભ્યાસવિનાનાને કઠિન લાગે છે, પણ અભ્યાસ પડતાં પછી સરળ થઇ રહે છે, અને આ પ્રમાણે કર્યા વિના બીજો માર્ગ જ નથી. પછી તે સરળ જણાઓ કે કઠિન જણાઓ. જે માર્ગે વહેવાથી જે મળે તેમ હોય તે માર્ગે તેને માટે વહેવું જ જોઇએ. **नान्यः पंथाविद्यते.**

આ જ્ઞાનનો શો ઉપયોગ છે ? પ્રથમ તો આ પ્રકારનું જ્ઞાન

એ જ તેનું સર્વોત્તમ ફળ છે, તદુપરાંત તેનો ઉપયોગ પણ છે. આ જ્ઞાન આપણા દુઃખમાત્રને હરે છે. યોગી અથવા યોગાભ્યાસ પોતાના મનનું પૃથક્કરણ થવાથી એક એવી વસ્તુનું દર્શન કરે છે કે જે અવિનાશી છે, જે સદ્ અર્થાત સદાસર્વદા વ્યાપક છે, જે નિત્ય પવિત્ર તથા પૂર્ણ છે, અને જેને જાણવાથી દુઃખમાત્ર ટળે છે અને સુખમાત્ર વા પૂર્ણસુખ મળે છે. દુઃખમાત્ર ભય અને અતૃપ્ત ઇચ્છાથી જ આવે છે. પરંતુ આ અભ્યાસથી મનુષ્યને સમજાય છે કે તે તેને વસ્તુતઃ મરણ નથી, જેથી તેને મૃત્યુનો ભય થતો નથી. જ્યારે મનુષ્ય જાણે છે કે તે પોતે પૂર્ણ છે ત્યારે પછી તેને કોઇ પ્રકારની ઇચ્છા રહેતી નથી અને તેથી તેને કોઇ પ્રકારની અતૃપ્તિ પણ રહેતી નથી. જ્યારે મનુષ્ય જાણે છે કે મને મરણ નથી તથા હું પૂર્ણ છું ત્યારે કોઈ જાનનો ભય રહેતો નથી તથા તેને કોઇ જાતની અપૂર્ણતા જણાતી નથી. અને આ પ્રકારનો સુખાનુભવ તેને આ જ જન્મમાં—આ જ શરીરમાં થાય છે.

આ જ્ઞાન વા આ સ્થિતિને પહોંચવાને કે તેને પ્રાપ્ત કરવાનો એક જ માર્ગ છે. તે માર્ગ સંયમનો છે. રસાયણશાસ્ત્રી તે શાસ્ત્રના રહસ્યને જાણવા માટે શું કરે છે? તે પોતાના મનની વૃત્તિઓને એક જ વિચારમાં વહેવરાવે છે અને જે પદાર્થોનો તેને વિચાર કરવાનો છે તેનો વિચાર કરે છે. અને આ પ્રમાણે કરવાથી તે તેના રહસ્યને જાણે છે. ખગોળશાસ્ત્રી પોતાના મનની સર્વ શક્તિઓને એકાગ્ર કરે છે અને એકાગ્ર કરીને તેમને આકાશપ્રતિ દુર્બીનદ્વારા પ્રેરે છે, અને આ પ્રમાણે કરવાથી તેને સૂર્ય, ચંદ્ર, તારા વગેરે પોતાના સંબંધી રહસ્ય તેને જણાવે છે. જે વસ્તુવિષે હું તમારા આગળ વાર્તા કરૂં છું તેના ઉપર હું જો મારી ચિત્તવૃત્તિઓને એકાગ્ર કરૂં તો તેના ઉપર હું વધારે પ્રકાશ પાડી શકું છું. તમે મારી વાર્તા સાંભળો છો અને જો તમે તેને જેમ અધિક એકાગ્રતાપૂર્વક સાંભળશો તેમ તમે તેને અધિક સારી રીતે સમજી શકશો.

આ જગતમાં જે જે જ્ઞાન મેળવવામાં કે જાણવામાં આવે છે તે સર્વ મનની શકિતઓને એકાગ્ર કરીને જ મેળવવામાં આવે છે, આ વિના તેને માટે બીજો માર્ગ નથી. આ પ્રકૃતિ કે આ વિશ્વ, જો તેના મંદિરનાં કપાટને આપણે શી રીતે ઉઘાડવાં વા શી રીતે ઠેલવાં તે જાણીએ છીએ તો પોતાનામાં રહેલા સર્વ રહસ્યને દર્શાવવાને

તત્પર છે. કપાટને ઠોકનાર જ જોઇએ છે. જ્ઞાન ભરેલું છે. જેમ અધિક બળથી આ દ્વાર ઠોકવામાં આવે છે તેમ તે સત્વર જ્ઞાનનો માર્ગ ખુલ્લો કરે છે. આ બળ, ધ્યાન વા એકાગ્રતાથી જ આવે છે. મનુષ્યના મનના સામર્થ્યનો અવધિ નથી. અને જેમ મનને અધિક એકાગ્ર કરવામાં આવે છે તેમ તે અધિક કાર્યસાધક થાય છે, આ જ રહસ્ય છે.

બાહ્ય વસ્તુઓઉપર મનને એકાગ્ર કરવું સરલ છે. કારણ કે તે સ્વભાવથી જ બહિર્દષ્ટિવાળું મન છે. પરંતુ આ પ્રમાણે ધર્મ, માનસશાસ્ત્ર અથવા અધ્યાત્મવિદ્યામાં બનતું નથી કે જ્યાં કર્તા અને કરણ એક જ છે, આમાં કરણ આંતર હોય છે અને તે મન પોતે જ છે. અને તેથી મનનો બરાબર અભ્યાસ કરવાની જરૂર છે. મન મનનો અભ્યાસ કરે છે. આપણે જાણીએ છીએ કે મનની પરાવર્તન અથવા પ્રતિક્ષેપ ( reflection ) નામની શક્તિ છે. હું તમારી સાથે અમુક વાર્તા કરતો હોઉં છું ત્યારે એમ પણ બને છે કે જાણે હું બાજુમાં ઉભો રહીને બીજા મનુષ્યની પેઠે તેને સાંભળું છું. આપણે જ્યારે કામ કરીએ છીએ તથા વિચાર કરીએ છીએ ત્યારે તે જ વખતે આપણા મનનો એક ભાગ પાસે રહીને જાણે તેને જાણતો હોય તથા તેને સાંભળતો હોય તેમ જણાય છે. મનની શક્તિઓને અથવા તેનાં સામર્થ્યોને એકાગ્ર કરીને તેના પોતાના ઉપર જ નાખવાં જોઇએ. અને આ પ્રમાણે કરવાથી, અત્યંત અંધકારવાળો પ્રદેશ સૂર્યનાં કિરણો પડવાથી, જેમ પોતાના રહસ્યને પ્રકટ કરે છે તેમ એકાગ્ર થએલું મન પોતાના જ ગર્ભભાગમાં પ્રવેશે છે અને તેના રહસ્યને જાણે છે. આ પ્રમાણે કરવાથી જ આપણે ધર્મના હૃદયનિકટ ચાલીએ છીએ, ત્યારે જ ધર્મની યથાર્થતાને સમજી શકીએ છીએ. અને ત્યારે જ આપણે પોતે જોઇ શકીએ છીએ કે આપણને આત્મા છે કે નહિ, જીવન પાંચ પળનું, પચાશ વર્ષનું છે કે નિરંતરનું છે, તથા જગત્માં ઈશ્વર છે કે નહિ, આવાં રહસ્યો ત્યારે જ આપણે જાણી શકીએ છીએ, અને ત્યારે જ આ સર્વનો આપણને પ્રકાશ થાય છે. રાજયોગ જે જે શીખવે છે તે આ જ શીખવે છે. તેના શિક્ષણનો સાર વા ધ્યેય એ જ છે કે મનને કેવી રીતે એકાગ્ર કરવું કે જેથી તેના ગર્ભભા-

ગમાં શું રહેલું છે તે જણાય, તથા સત્યાસત્યનો અનુભવ કરીને આપણે વાસ્તવ નિર્ણય કરી શકીએ. આ પ્રમાણે હોવાથી આ શાસ્ત્ર આપણને એમ નથી પૂછતું કે તમારો ધર્મ કયો છે, તમે આસ્તિક છો કે નાસ્તિક છો, કે તમે જૈન છો, મુસલમાન છો કે હિંદુ છો; પ્રત્યેક મનુષ્યને આ સત્ય શોધવાનો વા આ જ્ઞાન પ્રાપ્ત કરવાનો હક્ક છે. અમુક શા માટે છે એ પ્રશ્નનું ઉત્તર પ્રત્યેક મનુષ્યે પોતે જ પોતાની મેળે શ્રમ લેઇને મેળવવું જોઇએ.

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે આ રાજયોગના અભ્યાસમાં અંધશ્રદ્ધા વા અંધવિશ્વાસની જરૂર નથી. તમને પોતાને જેનો પ્રત્યક્ષ અનુભવ ન થાય તેવી કોઇ વાર્તા માનતા નહિઃ આ જ રાજયોગ આપણને શીખવે છે. સત્યને ટેકો દેઇને ઉભું રાખવાની જરૂર નથી. જાગ્રત્ સ્થિતિમાં આપણે જેને પ્રત્યક્ષ જોઇએ છીએ કે જેનો અનુભવ કરીએ છીએ તેને સિદ્ધ કરવાને કોઇ પ્રમાણોની જરૂર પડે છે શું? નહિ જ. રાજયોગના અભ્યાસને દીર્ઘ સમયની અને નિરંતરના અભ્યાસની જરૂર છે. તેનો થોડો ભાગ શારીરિક છે પરંતુ પ્રધાનપણે તે માનસ જ છે. જેમ જેમ આપણે આગળ વધતા જઇએ છીએ તેમ તેમ શરીરસાથે મનનો કેટલો બધો નિકટનો સંબંધ છે તે સમજાતું જાય છે. જો આપણે એમ માનીએ કે મન એ શરીરનો સૂક્ષ્મતર વિભાગ છે અને મનની ક્રિયાની શરીરઉપર અસર થાય છે તો એ વાર્તા સહજ સિદ્ધ થાય છે કે શરીરની ક્રિયાની અસર મનઉપર થવી જ જોઇએ. શરીર માંદુ પડે છે તો મન પણ માંદુ પડે છે. શરીર નીરોગ અને બળવાન્ હોય છે તો જાણે મન પણ તેવું જ હોય તેમ જણાય છે, કોઇ મનુષ્ય ક્રોધ કરે છે, ત્યારે તેના શરીરમાં પણ ક્ષોભ થાય છે એ શું આપણે નથી જોતા? મનુષ્યના મોટા ભાગમાં મન શરીરની સત્તાને વશ વર્તે છે. અને તેનું કારણ એ છે કે તેમના મનનો વિકાસ થયો હોતો નથી. મનુષ્યજાતિ પ્રધાનપણે હજી પાશવસૃષ્ટિમાં જ જોવામાં આવે છે. મનના ઉપર આપણું સ્વામિત્વ નહિ જેવું જ હોય છે. તેટલામાટે તેના ઉપર તથા શરીરઉપર સ્વામીત્વ પ્રાપ્ત કરવામાટે આપણને કેટલીક શારીરિક સાહાય્યની જરૂર છે, જ્યારે શરીરના ઉપર પૂર્ણ સ્વામિત્વ આવે છે, ત્યારે આપણે મન-

ઉપર સ્વામિત્વ મેળવવાને યત્ન કરી શકીએ છીએ, તેના ઉપર સ્વામિત્વ મેળવવાનો પ્રયત્ન કરવાથી આપણે તેના ઉપર સત્તા જમાવી શકીએ છીએ, તેની પાસે આપણી ઇચ્છાનુસાર કામ કરાવી શકીએ છીએ, અને આપણી ઇચ્છાપ્રમાણે તેને એકાગ્ર કરી શકીએ છીએ.

રાજયોગપ્રમાણે આ બાહ્ય સૃષ્ટિ આંતર વા સૂક્ષ્મ સૃષ્ટિનું જ સ્થૂલ સ્વરૂપ વા પરિણામ છે. સૂક્ષ્મ હંમેશાં કારણ હોય છે, અને સ્થૂલકાર્ય હોય છે. આ નિયમે આ બાહ્ય સૃષ્ટિ એ કાર્ય છે અને આંતર સૃષ્ટિ એ કારણ છે. જે મનુષ્યે આંતર શક્તિઓને વશ વર્તાવવાની સત્તા પ્રાપ્ત કરી છે તેની સત્તાતળે આખી પ્રકૃતિ આવે છે. યોગી થવું એનો અર્થ એ જ કે આખા વિશ્વને વશ વર્તાવવું અને તેના ઉપર સ્વામિત્વ પ્રાપ્ત કરવું. જે સ્થિતિ કે ભૂમિકામાં રહેવાથી આ પ્રકૃતિના નિયમો ઉપર જય થાય છે તે ભૂમિકા ઉપર તે સ્થપાય છે. આ ભૂમિકામાં રહેવાથી તે પ્રકૃતિના નિયમોને વશ રહેતો નથી પણ તેમને વશ વર્તાવે છે. તે આંતર તથા બાહ્ય સૃષ્ટિનો સ્વામી થાય છે. મનુષ્યજાતિની પ્રગતિ કે તેનું વિનયન પોતાની પ્રકૃતિને વશ વર્તાવવી તેને જ કહી શકાય તેમ છે.

પ્રકૃતિને વશ વર્તાવવા માટે જૂદી જૂદી પ્રજા જૂદા જૂદા માર્ગે અનુસરે છે. એક જ પ્રજા કે એક જ સમાજમાં જેમ જૂદા જૂદા મનુષ્યો બાહ્ય અને આંતર સૃષ્ટિને વશ વર્તાવવાનો પ્રયત્ન કરે છે તેમ જૂદી જૂદી પ્રજાઓમાં પણ એક પ્રજા બાહ્યસૃષ્ટિને વશ વર્તાવવાનો પ્રયત્ન કરે છે અને બીજી પ્રજા આંતર સૃષ્ટિને વશ વર્તાવવાનો પ્રયત્ન કરે છે. એક કહે છે કે આંતર સૃષ્ટિને વશ વર્તાવવાથી આપણે બાહ્ય સૃષ્ટિને વશ વર્તાવી શકીએ છીએ. અને બીજા કહે છે કે બાહ્ય સૃષ્ટિને વશ વર્તાવતાં આપણે આંતર સૃષ્ટિને વશ વર્તાવીએ છીએ. આ સંબંધનો અધિક વિચાર કરતાં જણાય છે કે બન્ને સત્ય છે. કારણ કે પ્રકૃતિમાં બાહ્ય અથવા આંતર એવા ભેદ વસ્તુતઃ નથી. વસ્તુતઃ આ ભેદ કલ્પિત છે. આ બે માર્ગે વહેનાર જ્યારે લક્ષ્યસ્થાને પહોંચે છે ત્યારે એક જ બિંદુઆગળ તે એકઠા થાય છે. શારીરિક વિદ્યાનો અભ્યાસ કરનાર જેમ જેમ ઉંડો ઉતરતો જાય છે તેમ તેમ તે માનસ અને અધ્યાત્મશાસ્ત્રમાં ઉતરતો જાય છે, અને તે જ પ્રમાણે માનસ શાસ્ત્ર કે અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કરનારને જણાય

છે કે જેને તે મન અથવા દ્રવ્ય કહે છે તે માત્ર દેખવા પૂરતા જ વિભક્ત છે અથવા તેવો ભેદ દેખવા પૂરતો છે, પરંતુ વસ્તુતઃ એક જ વસ્તુ છે.

સર્વ શાસ્ત્ર કે વિદ્યાનું લક્ષ્ય એક જ હોય છે કે એક વસ્તુને શોધી કાઢવી, એક વસ્તુ કે જેમાંથી આ નાના વસ્તુ ઉપજે છે. રાજયોગનો પ્રારંભ આંતર સૃષ્ટિથી થાય છે, અને આંતર-સૃષ્ટિનો અભ્યાસ કરવાનો હોય છે, અને તે માર્ગે બાહ્ય અને આંતર બન્ને સૃષ્ટિનો જય કરવાનો છે. આ પ્રયત્ન કંઈ આજકાલનો નથી પણ અત્યંત પ્રાચીન છે, આ વિદ્યાનો જ્યાં વિશેષે કરીને વિકાસ કરવામાં આવ્યો છે, એવી ભૂમિ તે હિંદુસ્થાન છે. જો કે બીજા દેશોએ પણ આ સંબંધમાં પ્રયત્ન નથી કર્યો એમ નહિ. પાશ્ચાત્ય પ્રદેશોમાં તેને ગુપ્ત (mystic) વિદ્યાતરીકે ગણવામાં આવતી હતી અને જે લોકો તેનો અભ્યાસ કરતા હતા તેને જાદુગર ગણીને બાળી નાંખવામાં કે મારી નાંખવામાં આવતા હતા. હિંદુસ્થાનમાં કેટલાંક કારણોને લીધે તે એવા મનુષ્યોના હાથમાં આ વિદ્યા આવી કે જેમણે નેવું ટકા તેનો વિનાશ કર્યો અને તેને અત્યંત ગુપ્ત રાખવાનો પ્રયત્ન કર્યો. હાલમાં પશ્ચિમમાં આ વિદ્યાનો બોધ કરનાર આ હિંદુસ્થાનના મનુષ્યોકરતાં પણ વધારે ખરાબ શિક્ષકો કે બોધકો નીકળ્યા છે; તેમને વધારે ખરાબ આપણે એટલા માટે કહીએ છીએ કે તે આ સંબંધમાં વસ્તુતઃ કંઇ જ જાણતા નથી, જ્યારે પેલા હિંદુસ્થાનના મનુષ્યો તો કંઇ પણ જાણતા હતા.

આ વિદ્યામાં અમુક ગુપ્ત છે એમ કોઇ કહે તો તેનો એકદમ ત્યાગ કરજો. જીવનમાં સઉથી સારો માર્ગદર્શક બળ વા સામર્થ્ય છે. બીજી તમામ બાબતોમાં અને ધર્મમાં પણ જે આપણને નિર્બળ કરનાર હોય તેનો ત્યાગ કરજો, તેનાથી તમારો કોઇ અર્થ સધાવાનો નથી એ નિશ્ચય જાણજો.

યોગવિદ્યાની શોધ ચાર હજાર વર્ષઉપર હિંદુસ્થાનમાં થઇ છે, તેને આચારસિદ્ધ કરવામાં આવી છે અને તેનો બોધ કરવામાં આવ્યો છે. આ સંબંધમાં આશ્ચર્યકારક એક વાર્તા એ છે કે આ શાસ્ત્રની ટીકા કરનાર જેમ નવો તેમ તે વધારે ભૂલો કરે છે,

અને જેમ તે જૂનો હોય છે તેમ તે વધારે વિચારશીલ હોય છે, વધારે પ્રમાણભૂત હોય છે. હાલના ઘણા લેખકો આ વિદ્યાની અનેક ગુપ્ત વાતોની જ વાર્તા કરે છે. જેથી કરીને આ વિદ્યા એવા થોડાક મનુષ્યોના હાથમાં પડી કે જેમણે તેને એક ગુપ્ત વિદ્યા બનાવી દીધી અને તેના ઉપર તર્કનો પ્રકાશ પડવા ન દીધો. આ લોકોને આ પ્રમાણે કરવાનું કારણ એ હતું કે તેમના પોતાના હાથમાં જ અમુક સત્તા રહે એવી તેમની ઇચ્છા હતી.

સત્ય કહીએ તો આ વિદ્યામાં ગુપ્તજેવું કંઇ જ નથી. આ સંબંધમાં જે કંઇક હું જાણું છું તે તમને કહીશ. મારી બુદ્ધિ પહોંચશે ત્યાં સુધી હું તે સંબંધમાં પ્રકાશ નાંખીશ. પણ જે હું જાણતો નથી તે સંબંધમાં યોગનાં પુસ્તકો શું કહે છે તે જ માત્ર જણાવીશ. અંધ શ્રદ્ધાથી કંઈ પણ માનવું એ ભૂલભરેલું છે. તમારી પોતાની બુદ્ધિ અને તર્કનો તમારે જાતે ઉપયોગ કરવો જોઇએ, તમારે પોતે આચારમાં ઉતારીને અભ્યાસ કરીને જોવું જોઇએ કે આ પ્રમાણે બને છે કે નહિ. જેમ તમે બીજા શાસ્ત્રનો અભ્યાસ કરો છો તેમ આ શાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ. આ શાસ્ત્રમાં ગુપ્ત જેવું કઇ જ નથી તથા તેમાં ભય પણ નથી. જેટલા અંશમાં તે સત્ય છે તેટલા અંશમાં તેનો ઉઘાડે દિવસે છ ચોક પ્રજાને બોધ કરવો જોઇએ. તેને ગુપ્ત કરવાનો કે રાખવાનો પ્રયત્ન કોઇ પણ રીતે લાભ કારક નથી.

આ સંબંધમાં અધિક જણાવતા પૂર્વે જેના ઉપર રાજયોગનો આધાર છે તે સાંખ્યશાસ્ત્રસંબંધમાં થોડુંક કહીશ. સાંખ્યદર્શન પ્રમાણે અવગમન વા પ્રત્યક્ષ—( perception ) નું મંતવ્ય આ પ્રમાણે છેઃ બાહ્ય પદાર્થોના અનુભવ કે વિકાર ( affection ) મગજના તે તે મધ્યબિંદુપ્રતિ જાય છે, અને આ અનુભવને તે મધ્યબિંદુઓ મનપાસે લઇ જાય છે, મન નિશ્ચય કરનાર શકિતપાસે લેઇ જાય છે, અને ત્યાંથી તેનું આત્મા (પુરુષ) ગ્રહણ કરે છે, જ્યારે તેનું અવગમન થાય છે વા તે પ્રત્યક્ષ થાય છે. આટલો વિધિ થાય છે ત્યારે તેનું ભાન પુરુષને થાય છે અને આ પ્રમાણે પ્રત્યક્ષ થયા પછી તે ગત્યાત્મક મધ્યબિંદુઓને જે કરવાનું હોય છે તે કરવાની આજ્ઞા કરે છે. પુરુષવિના આ સર્વ કાર્ય કરનાર દ્રવ્ય છે, માત્ર મન એ બહારના

પદાર્થોકરતાં અત્યંત સૂક્ષ્મ દ્રવ્ય છે. જે સૂક્ષ્મ દ્રવ્યોનું મન બનેલું છે તે જ સૂક્ષ્મ દ્રવ્યની તન્માત્રાએ પણ બને છે. આ તન્માત્રાએ પુનઃ સ્થૂલરૂપને ધારણ કરે છે, અને તેમાંથી બાહ્ય પદાર્થો બને છે. આ સાંખ્યદર્શનની તત્ત્વવિદ્યા છે, વા આ તેને સાર છે. તાત્પર્ય એ જ કે સૂક્ષ્મ અને સ્થૂલ એ બન્ને વચ્ચે અંતર માત્ર (digree) અવસ્થાનું જ છે, માત્ર પુરુષ જ એકલો જ અમૂર્ત છે. મન જાણે આત્માના હાથમાં બાહ્ય પદાર્થોનું ભાન થવા માટે એક યંત્ર હોય તેમ જણાય છે. મન હંમેશાં ચલ રહે છે, અને જ્યારે તેને સ્થિર કરવામાં આવે છે ત્યારે તે અનેક અથવા એક પદાર્થના સંબંધમાં આવે છે અથવા તો કોઇપણ પદાર્થનું ચિંતન કરતું નથી. દાખલા તરીકે જ્યારે હું ઘડીઆળના ટકારા સાંભળું છું ત્યારે હું બીજું કંઈ જોઇ શકતો નથી, જો કે મારી આંખો તો આ વખતે ઉઘાડી હોય છે, આ વખતે મનનો સંબંધ શ્રવણેન્દ્રિયસાથે થએલો હોય છે અને નેત્રેન્દ્રિયસાથે થએલો હોતો નથી. પણ વિકાસ પામેલું કે સ્થિર થએલું મન એકથી વધારે ઇંદ્રિય વા અવયવસાથે એકી વખતે સંબંધ રાખી શકે છે. તેના પોતાનામાં પોતાના ગર્ભભાગમાં લેવાનું સામર્થ્ય રહેલું છે. મનની શકિતઓને એકત્ર કરવાથી અને તેમને અંતરમાં વાળવાથી અંતરમાં શું થાય છે તે જાણી શકાય છે. આમાં માત્ર શ્રદ્ધાથી કંઈ જ માનવાનું નથી.

હાલના શારીરિક વિદ્યાભિજ્ઞો કહે છે કે આંખ વા નેત્ર એ જોનાર અવયવ નથી, પણ તે જોનાર અવયવ મગજના જ્ઞાનતંતુઓના મધ્યબિંદુમાં રહેલો છે, અને આ જ પ્રમાણે સર્વ ઇંદ્રિયોના સંબંધમાં સમજવાનું છે. આ લોકો કહે છે કે જે દ્રવ્યનું મગજ બનેલું છે તે જ દ્રવ્યનાં આ મધ્યબિંદુઓ બનેલાં છે. સાંખ્યશાસ્ત્ર પણ આ જ પ્રમાણે કહે છે. શારીર વિદ્યાભિજ્ઞો અને અધ્યાત્મવિદ્યાવાદીઓ આ એક ઠેકાણે એકત્ર થાય છે તે આપણે જોઇ શકીએ છીએ. આપણી શોધનું ક્ષેત્ર આથી પર છે.

યોગી એવા સૂક્ષ્મ અવગમન કે પ્રત્યક્ષને પ્રાપ્ત કરે છે કે જેથી તે મનના સર્વ વ્યાપારોને જોઇ શકે છે. યોગી ઇંદ્રિયો કેવી રીતે કાર્ય કરે છે, તેના વ્યાપારને જોઇ શકે છે, મન ઇંદ્રિયોના વ્યાપારોને કેવી રીતે જાણી શકે છે કે તેના ઉપર કેવી અસર થાય છે,

નિશ્ચય કરનાર શક્તિપ્રતિ ઈંદ્રિયોઉપર થતા વ્યાપારોની અસર કેવી રીતે થાય છે, તથા પુરુષને તેનું કેવી રીતે જ્ઞાન થાય છે. એ વગેરેને જોઇ જાણી શકે છે, અર્થાત્ તેને પ્રત્યક્ષ કરી શકે છે, જેમ પ્રત્યેક શાસ્ત્રને જાણુવામાટે અમુક તૈયારી કરવી પડે છે, તથા તેની અમુક વિશિષ્ટ પદ્ધતિ હોય છે, તેજ પ્રમાણે રાજયોગમાં પણ છે. જે માર્ગ આ શાસ્ત્ર તેનું રહસ્ય જાણુવાનો દર્શાવે છે તે માર્ગે વહેવું જોઇએ, અને તો જ તેનું દર્શન થાય છે.

આહારના સંબંધમાં કેટલાક નિયમો પણ પાળવાની જરૂર છે. જે આહાર આપણા મનને પવિત્ર કરનાર છે તે જ આહાર આપણે લેવો જોઇએ. જ્યાં પશુ પક્ષીઓનો સંગ્રહ કરવામાં આવે છે તેવા સ્થાનમાં જો આપણે જઇએ તો આ વાર્તાની આપણી ખાત્રી થાય છે. હાથી કેટલો બળવાન્ અને કેટલો મોટો છે છતાં તે પ્રશાંત અને નમ્ર હોય છે. સિંહ કે વાઘના પાંજરાપાસે જઇએ છીએ તો જણાય છે કે તે કેટલા શાંતિરહિત, તથા વિકરાળ હોય છે ! આ ભેદ આહારનો જ છે. જે શક્તિઓ આ શરીરમાં કાર્ય કરે છે તે સર્વ ખોરાકમાંથી જ રચાય છે. આપણે આ વાર્તાનો નિત્ય અનુભવ કરીએ છીએ. જો આપણે ઉપવાસ કરીએ તો જણાય છે કે આપણું શરીર નરમ થતું જાય છે અને પછી શરીરની શક્તિઓ ક્ષીણ થતી ચાલે છે, પછીથી થોડા દિવસપછી માનસ શક્તિઓ પણ ક્ષીણ થતી જણાય છે. સઉથી પ્રથમ સ્મરણુશક્તિ ક્ષીણ થતી જણાય છે. પછીથી એવી સ્થિતિ થાય છે કે જ્યાં આપણે વિચાર કરી શકતા નથી, અને તર્ક થઇ શકતો નથી.

તેથી આરંભમાં આપણે કેવો ખોરાક લેવો તેનો નિર્ણય કરવાની તથા તે સંબંધમાં કાળજી રાખવાની જરૂર છે. પરંતુ જ્યારે આપણને સિદ્ધ દશા પ્રાપ્ત થાય છે, જ્યારે આપણી સત્તા પૂર્ણ જામે છે અને અભ્યાસમાં ઘણી વૃદ્ધિ થાય છે ત્યારે આ આહારસંબંધમાં કાળજી નથી રાખતા તો ચાલે છે. છોડ નાનો હોય છે ત્યારે તેની કાળજી રાખવાની તથા તેની આસપાસ વાડ કરવાની જરૂર પડે છે, પરંતુ તેનું જ્યારે મોટું વૃક્ષ થાય છે ત્યારે વાડની જરૂર રહેતી નથી. પછીથી તેને અડચણુ થતી નથી અને તેને હાનિ થતી નથી. વાડ પછી એની મેળે ભાગી તુટી જાય છે તેની કોઈ સ્પૃહા

કરતું નથી. તે જ પ્રમાણે યોગાભ્યાસના સંબંધમાં પણ બને છે. તેમાં વૃદ્ધિ થતાં આરંભના નિયમો એની મેળે છુટતા જાય છે, પણ જો તે નિયમોનું આરંભમાં પાલન થતું નથી તો વૃદ્ધિ વા પ્રગતિ થઈ શકતી નથી.

યોગાભ્યાસીએ અત્યંત કષ્ટ છે કે અત્યંત સુખોપભોગની પરાકાષ્ટા (extreme) એ ન જવાની ખાસ સંભાળ રાખવાની છે. તેણે બહુ ભુખ્યા પણ નહિ રહેવું અને બહુ જમવું પણ નહિ. જે આ પ્રમાણે નથી કરતા તે યોગી થઇ શકતા નથી. શ્રી ભગવદ્‌ગીતા કહે છે કે જે ઉપવાસ કરે છે, જે જાગરણ કરે છે, જે બહુ ઉંઘે છે, જે બહુ કામ કરે છે. અથવા તો જે પ્રમાદી છે, તે યોગી થઈ શકતો નથી.

( અપૂર્ણ. )



# श्री माण्डूक्योपनिषद्

॥ ओमित्येतदक्षरमिदꣳ सर्वं तस्योपव्याख्यानं भूतं भवद्भविष्यदिति सर्वमोङ्कार एव ॥ यच्चान्यत् त्रिकालातीतं तदप्योङ्कार एव ॥१॥

ॐ એ પ્રકારે જે કહેવાય છે તે આ **अक्षर** અવિનાશી રૂપ છે. આ બધું જ તે છે. તેનું ઉપવ્યાખ્યાન આ પ્રમાણે છેઃ આખ્યાન એ વિસ્તારથી વર્ણન. વિ+આખ્યાન=વ્યાખ્યાન=સામાન્ય નહિ પણ વ્યાખ્યાનના વિષયનું વિશેષરૂપે સ્પષ્ટ સ્વરૂપ સમજાય તેવું વર્ણન. પણ આ વિષયનું વાણી કે વિચારવડે તેવું વર્ણન સંભવતું નથી. તેથી ઉપ+વ્યાખ્યાન એટલે તેવા સ્વરૂપની પાસેનું તટસ્થ જે કહેવાનું તે આ પ્રમાણે છે. ભૂત=જે બની ગયું છે તે. તથા ભવત્=જે હાલ થાય છે તે, અને ભવિષ્યત્=જે કાંઇ થશે તે. એમ જે જે બધું સમયની મર્યાદાપૂર્વક પ્રતીતિમાં છે તે બધું જ કેવલ **ॐकार** છે. વળી એ ત્રણથી જે કાંઇ બીજું છે. એટલે જેણે એ ત્રણે કાળની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે, એટલે કાળરૂપ પરિચ્છેદ નામના સંકલ્પનો જે વિષય નથી, પણ એ સંકલ્પ જે પ્રકાશવડે પ્રતીત થઇ રહ્યો છે તે વસ્તુ પણ કેવલ **ॐकार** જ છે ॥ **सर्वꣳ ह्येतद्ब्रह्मायमात्मा ब्रह्मसोऽयमात्मा चतुष्पात्** ॥२॥ "આ"=દૃશ્યરૂપે ગણાતું બધું જ બ્રહ્મ છે. આ **દ્રષ્ટા** રૂપે સમજાતો આત્મા પણ બ્રહ્મ જ છે, એટલે આ "દૃશ્ય" અને આત્મા "દ્રષ્ટા" એ બંને સકલ્પરૂપે જે સમજાય છે તે અનંત વિકાસને પામી રહેવાના સ્વભાવવાળા છે તેથી તેનો અંત નથી. એમાં જેને **आत्मा** એટલે **દ્રષ્ટા** કહે છે તેનો એ આત્મા, **चतुष्पात्** એટલે ચાર પાયાવાળો છે. એટલે ચાર પ્રકારે વિચાર કરવાથી જે દિશા તે ચારેમાં મળીને પ્રાપ્ત થાય છે તે દિશાથી એ આત્મદર્શન થઇ રહેશે જ. ॥ **जागरितस्थानो बहिः प्रज्ञः सप्ताङ्ग एकोनविंशति मुखः स्थूलभुग्वैश्वानरः प्रथमपादः** ॥३॥ **प्रथम**=વ્યવહારમાં છે, એમ જેના-

થી જાહેર અન્યને થઇ રહ્યો છે એવો એનો પહેલો પાદ છે. જાગરિત કહેવાતા સ્થાનમાં, તે સ્થિર આસન કરી રહ્યો છે. બહારના મનાયલા વિષયોના ભાનરૂપ એ છે. એને સાત અંગો અને ૨૯ મુખ છે. ૧ भूः, ૨ भुवः, ૩ स्वः, ૪ महः, ૫ जनः, ૬ तपः, ૭ सत्यम्, એ સાત લોક એટલે અનુભવરૂપ ભાવનાં અંગો મળીને એનું શરીર ગણાયું છે. ॐ भुर्भुवस्वः । तत्सवितुर्वरणीयं ।
૧ ૨૩૪૫ ૬૭ ૮૯૧૦૧૧૧૨૧૩
भर्गो देवस्य धीमही ॥ धियोयोनः प्रचोदयात् ॥
૧૪૧૫૧૬૧૭૧૮ ૧૯૨૦૨૧ ૨૨૨૩૨૪૨૫ ૨૬ ૨૭ ૨૮ ૨૯
એ ૨૯ મુખનામક ધ્વનિ એના છે. સ્થૂલ વિષયરૂપ દશ્યનો, એ દર્શનરૂપે, આહાર કરી રહ્યો છે. આખા વિશ્વને વિશ્વરૂપે જીવન આપી રહેનાર વૈશ્વાનર અગ્નિ એ છે. સારાંશ કે જેમાં એ જીવન વહી રહ્યું છે તે જડ પ્રતીતિનો બાધકર્તા, જેમાંથી એ જીવન પ્રવાહ વહેતો આવે છે તે મૂળ ઝરાની દિશાનું ભાન જાગતું રાખવાનું છે. ॥ स्वप्नस्थानोऽन्तः प्राज्ञः सप्तांङ्ग एकोनविंशति मुखः प्रविविक्तभुक् तैजसोद्वितीयपादः ॥૪॥ આત્માનો બીજો પાયો સ્વપ્ન નામના સ્થાનમાં રહ્યો છે. સ્થૂલ એટલે પંચીકૃત સ્થૂલ ભૂતરૂપ વિશ્વ, જેમાં સારી રીતે ઢંકાઇ રહ્યું છે, તેથી જેને સ્વપ્ન આવ્યું છે તે વ્યક્તિનો, વ્યવહારરૂપ સંસારમાં દેખાતી વ્યક્તિઓ કે પદાર્થોસાથેનો માત્ર જાગ્રત્‌માં જ દેખાઇ રહેલો પરસ્પરને ભાન કરાવી આપનારો સંબંધ, ઢંકાઇને તુટી ગયો છે તેવી સ્થિતિ એ છે. તેથી તેમાં, કેવળ એ એકજ વ્યકિતના સ્વરૂપમાં જે કાંઈ અંદર એટલે સ્થૂલમાં વ્યાપી રહેલું, એ તન્માત્રારૂપ સૂક્ષ્મ ઉપાદાન છે, તેટલા પુરતું જ ભાન, એ એનું સ્વરૂપ છે. તેમાં પણ તેને સાત જ અંગો અને ૨૯ મુખ છે. અન્યથી અત્યંતરૂપે જૂદું કાઢી મૂકેલું, એટલે પોતાના શિવાય અન્ય કોઈ પણ વ્યક્તિના ભાનનો વિષય કદી જ નથી બનતો એવા પોતાના સ્વતંત્ર વિચારરૂપ દશ્યનો જ એ ભોક્તા છે, એટલે એ પ્રકારના જ વિષયોનું ભાન રહે છે. તેવા ભાનનો પણ બાધ કરી જે દિશાએથી આવતા પ્રકાશવડે એ ભાન થાય છે તે દિશામાં, દર્શન આત્મદેવનું થશે. એટલે એ સ્થૂલ જીવનના ગોળારૂપ શરીર કે સૂર્ય નથી પણ જેમાં એ તેજ વહી આવે છે તે અસત્ તેજરૂપ तैजस् છે. આ એનો બીજો પાદ છે. ॥ यत्र सुप्तो न कंचन कामं कामयते न कंचन स्वप्नं पश्यति

**तत्सुषुप्तम् ॥ सुषुप्तस्थाने एकीभूतः प्रज्ञानघन एवानंदमयो-ह्यानंदभुक् चेतोमुखः प्राज्ञस्तृतीयपादः ॥५॥** મૂળ પ્રતિજ્ઞા છે કે દુ:ખની આત્યંતિકી નિવૃત્તિ કરવી ને નિરતિશય સુખની પ્રાપ્તિ કરવી એટલે શ્રેયસ્ સાધવું. એ જ્યાં સિદ્ધ છે એને બ્રહ્મ નામથી કહ્યું છે. એ બ્રહ્મ તે જ હું એટલે આત્મા છું એમ અનુભવ થાય ત્યારે જ એ કાર્ય થાય એમ છે તો એ બ્રહ્મ શી વસ્તુ છે, ને હું એ શી વસ્તુ છે, ને એ બંને એક જ છે એ ભાન શી રીતે કરવું, એ આ ઉપનિષદ્નો વિષય છે, ॥**सोऽहम्**॥ તે બ્રહ્મ હું છું એ ભાન થવું એ આપણો વિષય છે. **सोऽहम्** મંત્રમાંથી ઉપાધિ રૂપે વિ+અંજન=વ્યંજન એટલે એ ભાનવચ્ચે અધિક અંધારારૂપ કાળપ કરી આપનાર વ્યંજનરૂપ **स, ह** નો બાધ થતાં વિશુદ્ધરૂપે ॐ બાકી રહે છે. તે પ્રમાણે કાંઇક થવાથી એટલે એવા ॐ ની ઉપાસનારૂપ ચિંતનથી, આ સિદ્ધિ થવાની છે, એટલે એ જ આપણા વિષયનું ઉપાખ્યાન કરવાથી શ્રુતિ ભગવતિ આ ઉપનિષદ્ને પહેલા મંત્રમા આરંભે છે. તેમાં કહે છે કે આ બધું જ બ્રહ્મ છે. આ બધું જે છે તેમાં બે ભેદ દેખાય છે. (૧) જે કાળની મર્યાદાને અધીન છે તે, ભૂત, વર્તમાન અને ભાવિરૂપે ભાનનો વિષય છે તે વિશ્વ. (૨) જેને ભાન એવું છે તે દ્રષ્ટા. ભાન એટલે દૃષ્ટિ. એ પ્રકારે દૃશ્ય નામક બ્રહ્મમાંથી દ્રષ્ટા નામક બ્રહ્મનો ભેદ કરાવી રહેનાર ઉપાધિ છે. તેનો બાધ થાય તો જ જીવબ્રહ્મની એકતાના ભાનરૂપ સિદ્ધિ થાય. દૃશ્ય બ્રહ્મનું દૃશ્યરૂપે જ ભાન થઈ રહેવાનું. કારણ કે તમસ્ પ્રધાનરૂપે એ પ્રતીતિ છે. તેથી હવે દ્રષ્ટાનામક બ્રહ્મ, એક જ ઉપાસનામાટે રહે છે. તેમાંથી ઉપાધિ જ્યાં જ્યાં દૃષ્ટિ એટલે ભાનરૂપે, પ્રતિબંધ કરતી, દ્રષ્ટા નામથી મર્યાદામાં આત્માને મૂકે છે તે તે સ્થિતિને શોધી ત્યાંથી તે તે રૂપવાળી ઉપાધિને દૂર કરી એ આત્માના શુદ્ધ સ્વરૂપનું દર્શન થતાં, બ્રહ્મદર્શન આપોઆપ થઇ રહે છે. એ ઉપાધિ નામના માર્ગોએ શોધતા, આત્મદેવનું પગલું, ચોરનું પગલું હોંશીયાર પગી કાઢી આપે તેમ નીકળે છે ને એવા ચાર પગલાં હાથ લાગ્યાં કે આત્મદેવ આપણને પોતાના વિશુદ્ધ **अक्षर**રૂપે ઝળહળી રહે છે. હવે એ પગલે ચઢીએ કહી બીજો મંત્ર પૂર્ણ કરે છે. દૃષ્ટિ નામની ઉપાધિ બે પ્રકારના પડદા રચી રહી છે. એટલે (૧) ભાવાત્મક, ને (૨) અભાવાત્મક, તેમાં ભાવાત્મક

ભાન એ પ્રકારે પ્રકાશે છે. (૧) અન્ય વ્યક્તિઓસાથે રહી પરસ્પર-ને પરસ્પરના ભાવાત્મક સંસ્કારોના જેમાં આપ લે થતી દેખાતી રહી છે એવું વિશ્વ, જેનું ઉપાદાન પંચીકૃત ભુતરૂપ સ્થૂલ પ્રતીતિ છે તે. આ દૃષ્ટિનું સ્વરૂપ ત્રીજા મંત્રમાં કહી તે પ્રકારની દૃષ્ટિ એટલે ભાનથી આત્મતત્ત્વને નિરાળારૂપે બતાવ્યો. તે પછી (૨) ચોથા મંત્રમાં સ્વગત ભેદરૂપ અંતર્દષ્ટિ જેમાં કેવળ સૂક્ષ્મ તન્માત્રા-ને ઉપાદાનરૂપે લઇને ભાવાત્મક જગત્ રચી, દૃષ્ટારૂપે તેમાં આત્માને ખડો કરી મુકયો છે, તે કહીને તે ઉપાધિથી નિરાળો, આત્માને બતાવ્યો છે. એમ બે પગલાંએ ચઢાવી ભાવાત્મક ભાન નામની દૃષ્ટિ-એ ઉપાધિમાંથી આત્માના સ્વરૂપને બહાર કાઢી આપ્યું. હવે સ્થૂલ સૂક્ષ્મ ભેદવાળી ભાવાત્મક ઉપાધિના કારણરૂપ મૂળ પ્રકૃતિ એકલી જાતે જ હોવાથી ભાવરૂપ દૃશ્ય, ને તેમાં તરવરી રહેલા ભેદો નામની સૃષ્ટિ, નથી તે રૂપે જ અભાવાત્મક બનીને આત્મદેવઉપર આચ્છા-દન કરી રહી છે. તેને ખસેડવા આ પાંચમો મંત્ર આરંભાયો છે. એવું આ ત્રીજું પગલું છે. ત્યાં જોતાં આત્મદેવનું સ્થાન આ પ્રમાણે જણાય છે. નિદ્રામાં સુતો છે. કોઇ પણ પ્રકારના કામનાના વિષયની તે ઇચ્છા કરતો નથી. કારણ કે ત્યાં કામનાના વિષય એવું કાંઇ અસ્તિત્વમાં હોવાને જે ભાવાત્મક સંકલ્પ નામનું ઉપાદાન કારણ, તે જ નથી. તેમ સ્વપ્ન નામનું ભાવાત્મક દૃશ્ય તે પણ નથી. તેથી ત્યાં સ્વપ્નને પણ દેખતો નથી. એટલે જાગરિત અને સ્વપ્ન નામનાં ઉપાધિનાં બંને સ્વરૂપો સ્વતઃ શમી રહ્યાં છે, એવું એ સ્થાન છે. તેથી સુષુપ્તં સુખપૂર્વક નિદ્રામાં રહી, દૃશ્ય એટલે ભાવાત્મક ભાનથી મુક્ત થયેલું સ્વરૂપ કહેલું છે. એવા એ સુષુપ્ત સ્થાનમાં બધું જ એકરૂપ બની બનાવીને આત્મદેવ વિરાજી રહેલા છે. એ ભાન ક્ષણિક આછું પાતળું, ઓછું વત્તું એવા ભેદવાળું નથી; તે પૂર્ણ ભાનરૂપ સ્થિતિ છે. તે ભાન જાગ્રતસ્વપ્નની માફક અનેક સ્વરૂપે વહેંચાઇ જાય, અવયવોવાળું નથી. પણ જેમાં એક ટાંકણી પણ પ્રવેશી ભેદે નહિ, તેવું ઘન, એટલે નિરતિશય ઘાડું છે, ને કેવળ તે ઘાડા ભાનરૂપ જ છે. જેનું ભાન તે એક, જેને ભાન તે બીજો, ને એ બંનેનો સંયોગ કરાવી આપનારી ભાન નામની ઉપાધિ એ ત્રીજો. એ પ્રકારના ભેદ જેમાં નથી, એવું કેવળ ઘનભાન એકલું જ જેનું સ્વરૂપ છે તે એ સ્થાન છે. તેથી એ કેવળ આનંદ સ્વરૂપ

છે એ નિર્વિવાદ છે. હર્ષ, જેનો સામાવાળો હર્ષથી જૂદો, શોક દેખાય છે, તેથી હર્ષનું સ્વરૂપ કેવળ નથી. એ બંને ઉપાધિ જેમાં શમી ગઇ છે એવું આ કેવળ આનંદસ્વરૂપ છે. તેથી એ પ્રકારના આનંદભાનનો જ આહાર ત્યાં થઇ રહેલો છે. દસ્ય જેમાં દૃષ્ટિરૂપ ભાવનું ભાન વિલાસ કરી રહે છે તે ભાન આમાં સમૂળગું નાહે હોવાથી એ ભાનની અપેક્ષાથી પૂર્ણ બેભાન, અજ્ઞાનરૂપે દેખાતું એ સ્વરૂપ છે. પણ જેમ દસ્યપ્રતિ વિમુખતા સિદ્ધ થઇ તેમ તેથી વિરોધી દિશામાં, એટલે નિરુપાધિક બ્રહ્માત્મતત્ત્વપ્રતિ અભિમુખતા એ સ્થિતિમાં થઇ રહેલી હોય છે. એમ છે તેથી જ ફરી જાગતાં, ચેતનપ્રકાશ સર્વત્ર પ્રસરાવી વ્યવહાર પુનઃ ચાલી રહે છે. એ પ્રમાણે ભાવ તથા અભાવરૂપે દેખાતી દૃષ્ટિરૂપ ઉપાધિથી નિરાળો આત્મા કહીને ત્રીજે પગલે ચઢાવી. હવે ચોથે પગલે આગળ લઇ જાય છે. ॥ **एष सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्तर्याम्येष योनिः सर्वस्य प्रभवाप्ययौ हि भुतानाम्** ॥ ૬ ॥ સ્થૂલ સૃષ્ટિરૂપ જાગ્રત્ વિશ્વ બધાને નિયમમાં પ્રવર્તાવી દસ્યરૂપે ટકાવી રાખનારી સત્તા તે એ જ છે. સ્વપ્નની સૃષ્ટિમાં જે બધું દેખાય છે તે સર્વનો જાણનારો એ જ છે. નિદ્રારૂપ નિવૃત્તિની સ્થિતિમાં જે અંદર રહ્યો રહ્યો પછીને માટે વ્યવસ્થા કરી મુકે છે તે પણ એ જ છે. પ્રતીતિમાત્રના ઉપાદાનરૂપ એ જ છે. પ્રકૃતિમાંથી કાર્યરૂપે જે કાંઇ ભાનભૂમિકામાં આવવાનું બને છે તે બનવું. તથા તેમાંથી વિલાઇને જતાં રહેવાનું બને છે તે અદૃષ્ટ થઇ જવું. એ બંને એનાં જ સ્વરૂપો છે. એટલે ત્રીજે પગલે ભેદમાત્રનો અભાવ; માત્ર કાંઇ એક જ એવું સ્વરૂપ હોવાથી તે સ્થાને આત્મદેવ અને બ્રહ્મ એ ભેદ પણ તુટી ગયો ને જે કાંઇ આપણા હુંમાંથી બાકી રહ્યું તે, તે સ્થાને પરમેશ્વરરૂપે લેવાતા બ્રહ્મથી કોઇ પણ રીતે ભિન્ન નથી. તે સ્થાન સંપૂર્ણ બળ, સ્વતંત્રતા, જ્ઞાન, બુદ્ધિ, વૈભવ, ભંડાર, ઉત્પત્તિ ને વિનાશ એ નામે જણાતા સર્વનું અખૂટ ઝરણું છે.॥ **नान्तः प्रज्ञं न बहिः प्रज्ञं नोभयतः प्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं नाप्रज्ञं ॥ अदृष्टमव्यवहार्यमग्राह्यमलक्षणमचिंत्यमव्यपदेश्यमेकात्म्यप्रत्ययसारं प्रपंचोपशमं शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः** ॥ ૭ ॥ ઉપર કહ્યા પ્રમાણે ત્રણે પગલાંરૂપ સ્થાનોમાં જે ભાન—દૃષ્ટિરૂપ ઉપાધિઓના ઢાંકણ-પડદાથી ઢંકાયલો

આત્મા હોવાથી પડદારૂપે પ્રતીત થતો હતો તેના ઉપરથી એ પડદા કહીને હવે ઉપાડી લે છે. અંતઃપ્રજ્ઞાનામક અંદરથી ઉઠતી સૃષ્ટિના ભાનરૂપ ઉપાધિ સ્વપ્નની છે. તે ઉપાધિરૂપ સંકલ્પ જે પ્રકાશથી છે તે સંકલ્પ એ નથી. તે જ પ્રમાણે બહિઃ પ્રજ્ઞાનામે ઈશ્વિર સૃષ્ટિના અસ્તિત્વરૂપે સંકલ્પ કરાવી મુકનાર જે પ્રકાશ એનો એ જ છે તે એ જાગ્રતસંકલ્પ પણ એ નથી. બહારનો અને અંદરનો એ પ્રમાણે બંને પ્રકારના ભાનરૂપ દ્વંદ્વભાવ સંકલ્પ તે પણ એ નથી. પણ માત્ર એ એક જ પ્રકાશ છે, તેવો સંકલ્પ પણ દેખાઇ રહ્યો જ છે. એ પ્રકારના ભાનનાં છૂટાં છવાયાં અંગઅંગીભાવવાળાં નહિ, પણ જ્યાં કેવળ ભાન એકલું જ ધાડુ નક્કર છે એવા સંકલ્પરૂપ પણ એ નથી. પણ તેને પણ એ પ્રકાશી રહ્યો છે. ભાન અને અભાન નામના સંકલ્પો, એ પણ એનું સ્વરૂપ નથી. પણ તે સંકલ્પો તેના વડે દેખાય છે. ભાન નામની વૃત્તિનો એ કદીજ વિષય નથી. એક બીજાસાથે કોઇપણ પ્રકારનો વ્યવહાર કરવામાં આવે તેવા કોઇ પણ સંકલ્પનો તે વિષય નથી. કોઈપણ કરણ કે સાધનની પકડમાં આવે તેવું કાંઈ તે નથી. પણ તેનાથી જ સર્વ બીજું પકડમાં આવે છે. ગુણ કે ક્રિયા કે અન્ય કોઇ પણ ચિહ્નથી ઓળખાય તેવું નથી. પણ એ સર્વ એના વડે જ ઓળખવાનું બની રહ્યું છે. કોઈ પણ પ્રકારના ચિંતનનો એ વિષય નથી. પણ ચિંતનમાત્ર એનાવડે સિદ્ધ છે. અમુક શબ્દથી ઓળખાણ્યુ પડે તેવા શબ્દરૂપ નામવાળું તે નથી. કારણ નામમાત્ર પાડવારૂપ સંકલ્પ તથા આચાર એના પ્રકાશથી સ્ફુરી આવી દેખાય છે. તો એક કાંઇક છે. તેમાં બે કે અધિક સંખ્યાના માત્ર બોધરૂપ એક, એવા અર્થમાં નહિ, પણ સંખ્યા નામનો સંકલ્પ પણ પૂર્ણ રીતે બાધિત થયો છે એવું કેવળ જે આત્મ્ય, એટલે ઉપાધિરૂપ પર એટલે પડદાનું નહિ પણ પોતાનું કેવળ શુદ્ધ નિજત્વ, એવું કાંઇ એક, એ નામનો અંતિમ સંકલ્પ થતાં, તે સંકલ્પ નહિ પણ તે સંકલ્પમાંથી ઉપાધિરૂપ છોડાં આદિ કુચાનો બાધ કરી જે કાંઇ સાર રહે તે એ છે. એ આત્મદેવને બ્રહ્મની એકતા સિદ્ધ થતાં પ્રપંચ માત્રનો ઉપશમ થાય છે. નાશ પામતો નથી પણ ઉપાધિરહિત શાંત બની રહે છે, એવો આત્મદેવ છે. એ પ્રમાણે પ્રમાણગ્રંથો તથા પ્રમાણરૂપ ઋષિમુનિઓ માની રહ્યા છે. માની રહ્યા છે કહેવામાં એવો ભાવાર્થ સૂચવ્યો છે કે 'છે' એ પ્રકારના

સંકલ્પમાં તો શ્રુતિ ભગવતીનો પણ એ વિષય નથી, તો અન્યનો ક્યાંથી હોય? શાંત, શિવ, અદ્વૈત એ પ્રકારનો જે આત્મા મનાઈ રહ્યો છે તેને વિશેષરૂપે ઉપાસો—એ ઉપાસ્ય આત્માનું ચોથું પગલું છે. ત્યાં રહી ઉપાસના કરો. **सोऽयमात्माऽध्यक्षरमोंकारोऽधिमात्रं पादामात्रा मात्राश्च पादाकार उकारोमकार इति ॥ ८ ॥** આ પ્રકારનું જેનું સ્વરૂપ કહ્યું તે આત્માની ઉપાસના, અક્ષરસ્વરૂપે કરીએ. અક્ષર એ શબ્દ ખરી ન પડે તેવા અવિનાશીપણાના સંકલ્પને સૂચવે છે. એવો અક્ષર તે ૐ છે. એટલે ૐ એ આત્માની મૂર્તિ છે ને તેથી આત્માનું ઉપર કહ્યા પ્રમાણે ભાન કરવાનું પ્રતીક છે. એ પ્રતીક માત્રાસ્વરૂપે ઉપાસીએ. એ પ્રણવના પાદ એ જ માત્રાના ભાવરૂપ તથા અભાવરૂપ અર્ધમાત્રા છે. તેમાં માત્રાના ભાવરૂપ પાદ છે તે अ કાર, उ કાર ને म કાર છે તે છે. **॥ जागरित स्थानो वैश्वानरोऽकारः प्रथमामात्रासेरादिमत्वा द्वाप्नोति ह वै सर्वान्कामानादिश्च भवति य एवं वेद॥९॥** જાગ્રત્ સ્થાન જેનું છે, જે વૈશ્વાનર છે, તે સ્વરૂપ अકારનું છે, ને પહેલી માત્રા છે, એ પ્રમાણે જે સમજીને એને ઉપાસે છે. **आप्ति** એટલે લાભનો પ્રથમ અક્ષર अ હોવાથી ઇચ્છામાત્ર તેની સફળ રીતે પૂર્ણ થાય છે અને **आदि** એટલે સર્વને માથે પહેલા અધિકારવાળો એ અર્થસૂચક શબ્દનો પ્રથમ અક્ષર अ છે. તેને અનુસરીને જેમાં તેમાં એની પહેલ હોવાથી શ્રેષ્ઠરૂપે એ બને છે. ॥ **स्वप्नस्थानस्तैजस उकारोद्वितीया मात्रात्कर्षादुभयत्वाद्वोत्कर्षति ह वै ज्ञान संततिं समानश्च भवति नास्या ब्रह्मवित्कुले भवति य एवं वेद ॥ १० ॥** उકાર, સ્વપ્નસ્થાનનો અભિમાની તૈજસ જે છે તે, બીજી માત્રા છે. **उत्कर्ष** શબ્દનો અર્થ ખેંચાઈ ખેંચાઇને ઉંચે ઉંચે પદે જ ચઢયાં કરવું. **उभय** એટલે બંને એ શબ્દનો પ્રથમ અક્ષર उ છે, તેથી તે ઉપાસનામાં જે એ પ્રકારે સમજે છે તેની જ્ઞાનપરંપરા, અધિકારમાં ઉંચે ને ઉંચે જ ચઢતી રહે છે, અને જ્યાં ત્યાં દ્વંદ્વરૂપે સજોડપણું સિદ્ધ હોવાથી સંમાન, તેની પાસે ખડુંને ખડું જ રહે છે. તેના કુળમાં કોઇ જ અબ્રહ્મવિત્ થતો નથી. એનાં બધાં જ સંતાનોને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. **॥ सुषुप्तस्थानः प्राज्ञोमकारस्तृतीयामात्रामितेरपीतेर्वामिनोति ह वा इदं सर्वमपीति श्च भवति य एवं वेद ॥ ११ ॥**

સુષુપ્તિ સ્થાનમાં અભિમાન રાખનાર જે પ્રાજ્ઞ તે સ્વરૂપે ત્રીજી માત્રા એ **मकार** છે. તે સ્વરૂપે જે એને ઉપાસે છે તે સર્વને માપી નાંખી સર્વનું સ્વરૂપ સમજનાર જે શક્તિ, તે શક્તિ એ ઉપાસકને માપી શકતી નથી પણ ઉપાસક તે શક્તિને પણ માપી તુચ્છવત્ કરી મુકે છે. આ સર્વનો કોળીઆ કરી જનાર જે કાળ, તે કાળનો પણ કાળરૂપ એ બને છે. **अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपंचोपशमः शिवोऽद्वैत एवमोंकार आत्मैव संविशत्यात्मनात्मानं य एवं वेद य एवं वेद ॥ १२ ॥** એ ત્રણે માત્રારૂપ ઉપાધિ પૂર્ણ થતાં જે સ્વરૂપ પ્રાપ્ત થાય છે તેને **अमात्र** કહ્યું છે. ને તે ચોથો પાદ છે. એ માત્રારૂપ નથી તેથી ચોથી માત્રા છે એમ નથી કહ્યું, પણ પામવાનું પ્રાપ્તવ્ય જે **પાદ** એ રૂપે આ સ્થિતિને કહી છે. એ વ્યવહારમાં સમજાય તેવી નથી. પ્રપંચમાત્રની ઉપાધિને શમાવનાર છે, શ્રેયસરૂપ કલ્યાણને કરનાર છે. એ નામનો સંકલ્પ હોય ત્યાં અવશ્ય એને બે એ શબ્દ સ્ફુરાવનાર ભેદ હોય જ છે, ને સંસારભયને ખડો કરે છે એવા ભેદમાત્ર એમાં ગળી જતાં, કેવળ એકરૂપે જ તે છે. એ પ્રકારનો ૐકાર છે. તે આપણો આત્મા જ છે એમ જે સમજ્યો—એમ જે સમજ્યો—તે પોતાના આત્માને સમજવારૂપ જ્ઞાનસામગ્રીના સાધનદ્વારા આત્મારૂપ પરમપદમાં સંપૂર્ણપણે પ્રવેશી રહે છે. એ જ શ્રેયઃસાધનનું પરમ પદ પ્રાપ્ત થતાં, દુઃખની આત્યંતિકી નિવૃત્તિ ને નિરતિશય સુખની પ્રાપ્તિ થઇ રહે છે. इति ૐ ॥

**दुर्गेश्वर नटवरजी.**



# केसरी के बकरी.

પ્રવાહરૂપ યહ સ્વભાવસેં હૈ, સર્વ કાલ વહનેકા,
અનેક યત્ન કરે જીવ તોભી, આખર નહિ રહનેકા,
યોગમાર્ગ હૈ પ્રસિદ્ધ જગમેં, કાલકર્મ જીતનેકા;
પુરુષાર્થબિન સિદ્ધ ન હોવે, નહિ ખેલ ખાનેકા;
ક્રિયાબિચાર હૈ દ્વાર યોગ કે, ગુરુમુખસેં ગ્રહનેકા,
ઇંદ્રિયમનકા જય કરના યહ, નહિ ખ્યાલ ગાનેકા;
ભક્તિદ્વારા યોગ કરે કોઉ, સોભી ફલ પાનેકા,
એક ઇષ્ટમેં નિમગ્ન હોના, નહિ રનમેં ધાનેકા.

(નૃસિંહવાણીવિલાસ.)
(પુ. ૨. મિશ્રભાષા. પદ ૪૭)

સંસારવ્યવહારના ચાલતા પ્રસંગમાં સહજ કંઇ ઉથલ પાથલ થઇ જતાં માણુસનું મન નિર્બળ થવા માંડે છે. અને વિચારનો પ્રવાહ ગાડરીયા રસ્તે દોરાઇ જાય છે. મનુષ્ય ગાડરના સ્વભાવને ઘણી વખત મળી જાય છે. તેની સાથે તેનું ઐક્ય હોય તેવું ભાન કરાવે છે.

યુદ્ધનો પ્રસંગ ઉભો થયો કે માણુસ ભયથી કંપે છે. ચારે બાજુ દુશ્મનોને જુએ છે. આમથી આ દુશ્મન આવશે, અને તેમથી તે દુશ્મન આવશે, આ મિત્ર છે તે વૈરી થશે અને આ વૈરી છે તે તેમાં હોમાશે, આ રીતે આપણું બળ વધશે અને આ રીતે આપણું બળ ઘટશે, એવા એવા અનેક અનુમાનો કરવા માંડે છે.

દ્રવ્યની ઉથલ પાથલ થઈ જતાં પણ મનુષ્યો ગભરાય છે. પોતાના માલ મીલ્કતની સંભાળમાટે ચારે બાજુથી ભયભીત અને શંકાશીલ થઈ રહે. આમ નાણું વધશે કે આમ નાણું ઘટશે, આ ધંધામાં અમુક જગ્યાએ નાણાં સહી સલામત રહેશે કે તે ધંધામાં અમુક જગ્યાએ નાણાં ભયમાં રહેશે, એ વિચાર માણુસના મનમાં

કોઇ સ્નેહી કે સગાનો વિયોગ થતાં પણ મનુષ્યના મગજને ઉપર કહી તેવી ભાંજગડ થયાં કરે છે. તે એક પછી એક વિચારની ઘટમાળમાં ફરવા માંડે છે. કોઇ કોઇ વિચારથી તે દુઃખી અને દીન બની જાય છે અને પોતાને નિરાધાર માની ભયથી કંપે છે.

આ પ્રમાણે વ્યવહારમાં બનતા નિત્યના સામાન્ય પ્રસંગોમાં માણસનું મન, શિથિલ અથવા આવેશવાળા ભાવથી, વિચારના સ્થૂલ પ્રદેશઉપર ઉતરી પડે છે અને તેમાં સંતોષ માની સુખદુઃખ ભોગવી છૂટે છે.

પરંતુ મનુષ્યને ઇશ્વરે એક ગાડરકરતાં ઘણો શ્રેષ્ઠ બનાવ્યો છે. ઘેટાંના ટોળામાં રહેવાને અને તેમને અનુસરવાને તેનું જીવન નથી. ઇશ્વરે મનુષ્યને એક કેસરીની પેઠે સ્વતંત્ર અને નિર્ભયપણે ફરવા આ જગતમાં નિર્માણ કર્યો છે તથા તેવી શક્તિઓ તેને આપી છે. મનુષ્યે પોતાનું સ્વતંત્ર અને મુક્ત જીવન ઓળખવાનું છે, અને તેને અનુસરવાનું છે.

જગતનું સ્વરૂપ જ છે કે તેમાં ઉપર કહ્યા તેવા પ્રસંગો નિત્ય બને. આપણા સંબંધો મનુષ્ય તથા પ્રાણીપદાર્થોસાથે નવા થાય અને જૂના છૂટે. સારૂં કે ખોટું આવે અને જાય, શત્રુ, મિત્ર વધે અને ઘટે. ન્યાત, જાત, દેશ, સમાજ સર્વમાં નવા જુની થતી રહે, કંઇ કંઇ વિલક્ષણ ફેરફારો જોત જોતામાં પ્રકટે. જળ ત્યાં સ્થળ થાય અને સ્થળ ત્યાં જળ થાય.

આમ છતાં ઉપરોક્ત બનાવોમાં મનુષ્યનું મન નિર્બળ ન થતાં નિરાધાર અને નિરાશ્રિત ન માનતાં, સબળ રહી, પુરુષાર્થ કરવા તત્પર રહે, તેમાં જ તેની મહત્તા ગણાય છે. મનને દુર્બળ પડી જવા ન દેતાં તેને સતકાર્યમાં વાળેલું રાખવું તેમાં જ જીવનની સફળતા છે.

યુદ્ધસમયે લે મેલ્લ કરી મૂકનાર વિજય મેળવતા નથી પરંતુ દૃઢતાથી સંયમપૂર્વક તૈયારી કરનાર વિજય મેળવે છે. આર્થિક અશાંતિવેળા, ધન મેળવવા કે રક્ષવા સ્થિરતાથી વિચાર ન કરનાર ખોટના ધંધામાં સપડાઇ જાય છે, પરંતુ દીર્ઘ દૃષ્ટિ વાપરી કાર્ય કરનાર અધિક ધન મેળવી શકે છે અને સંબંધી કે મિત્રના જવાથી

પરંતુ નિર્વેદનું મોજું માણુસના હૃદયમાં અથડાઇ પડ્યાની વાત નિત્ય જોઇએ છીએ અને સાંભળીએ છીએ, ઉંચા વિચાર-તરફ મન વળતું ઓછું જણાય છે, એનું કારણ એ જ છે કે માણુસો આ અનિત્ય વ્યવહારને નિત્ય માને છે અને કાલની નિરર્થક સત્તાને એક સમર્થ સત્તા સ્વીકારે છે. ક્રમે ક્રમે કાળ તેના ઉપર એવી જાદુઈ અસર સ્થાપિત કરે છે કે જેથી તે કાલની મર્યાદામાં જ સર્વ વસ્તુ જોઇ શકે છે. તેને તેની બહાર જોવાનું સામર્થ્ય ન્યૂન ભાસે છે અને તે મર્યાદાથી પોતાને સર્વ રીતે અલ્પશક્ત અને અલ્પજ્ઞ સ્વીકારે છે.

કાલની નજરબંધી એવી થઈ રહે છે કે માણુસ અનિર્વેદવાદ ભૂલી જાય છે. તે તેની નજરઆગળ બંધન અને દુઃખ જુએ છે. તે કર્તવ્યની ચોકસ સીમા માને છે. સપાટિઉપરનું જીવન ફક્ત તેનું થઇ રહે છે. ઉંડાણુમાં પાછળ રહેલું સત્ય તેને દેખાતું નથી. ખરી રીતે માણુસ કાળથી સ્વતંત્ર છે. તે અંતઃકરણુની ઉચ્ચ ઇચ્છા પ્રકટાવે તે સમયે તે સર્વ કાલમાં જે ધારે તે પુરુષાર્થ કરવા સમર્થ છે. તેને રોકનાર બાહ્ય કોઇ સામગ્રી નથી. કાલને અધીન મનુષ્ય નથી, પરંતુ મનુષ્યને અધીન કાલ છે. પરંતુ તે સાચા પુરુષાર્થી જનોને માટે કર્તવ્યની સિમાનો પાર નથી. અનુભવનો અંત નથી, સપાટિની પેલી પાર અનંત અને અમર્યાદ વસ્તુ રહેલી છે.

આ જ યુદ્ધના પરિણામે રાષ્ટ્રીય વિચારો અને પરિસ્થિતિમાં પરિવર્તનો રાજ્યકર્ત્રી પ્રજાએ કરવા માંડ્યા, તેની સાથે સમગ્ર પ્રજાજનો તેના જ પ્રવાહમાં ગાડરીયાવેગથી ચાલવા માંડ્યા. જ્યાં જોઇશું ત્યાં ભણેલા અને અભણુ વ્યાપારી અને કારિગર, ધર્મનું અધ્યયન અધ્યાપન કરાવનાર બ્રાહ્મણુ અને દેશસેવક ક્ષત્રિય વિગેરે અન્ય જાતિ, સર્વે એક રાજકીય વિષયના વિચારમાં જ ચાલવા લાગ્યા.

સ્વતંત્ર વિચાર અને સ્વ વિચારને ઘણાએ છોડી દીધા છે. વિદ્યા, વ્યાપાર, કારીગીરી એ વિગેરે જેમનાં જેમનાં મુખ્ય ધ્યેય છે તેમણે તેમણે તેમનું સ્વત્વ છોડી દેવાનું સ્વીકાર્યું છે. પરંતુ તેમણે તેમના સ્વતંત્ર વિચાર અને ક્રિયાઓ પર વિચારના ગાડરિયા વેગમાં ચાલતા થઇ, છોડી દેવાના નથી. તેમ કરવાથી કશું વળતું નથી. સાચો વિરલ પુરુષાર્થ અને ઉન્નતિ, કાલના મોજાંની સાથે ભળી જાય

એકરૂપ થવામાં નથી. પરંતુ તટસ્થ રહી પોતાના આત્મસ્વરૂપની વિરલ છાપ પાડી જગતને અદ્વિતીય પદ બતાવી આપવામાં છે.

ગાડરિયા પ્રવાહમાં વહેનાર શું મેળવી શકે તેમ છે? આત્મવિચાર અને આત્મનિર્ણયની ઘણી વાતો કરે છે, પરંતુ સાચો આત્મવિચાર અને આત્મનિર્ણય, બીજાને પગલે પગલે આંખે પાટા બાંધી ચાલનારથી થતો નથી. આત્મવિચાર અને આ આત્મનિર્ણય પોતાની આંખે જોનાર સાચા કેસરીજ કરી શકે છે.

રાષ્ટ્રીય વિચારનું એક મોજું અથડાવાની સાથે માણસોએ સુનકાર થઇ બેસવાનું નથી. પોતાના કર્તવ્યતરફ અધિક અભિમુખ કેમ થવાય તેનો વિચાર કરવાનો છે અને તેમાં પ્રગતિ કરવાની છે. રાષ્ટ્રીયવિચારની ભાવનામાં માણસો સર્વથી શ્રેષ્ઠ ધર્મ ભૂલી જાય, વિદ્યાકલા ભૂલી જાય, વ્યાપારવાણિજ્ય ભૂલી જાય, તો પછી ક્યાં રાષ્ટ્ર? રાષ્ટ્રમાં ધર્મ, વિદ્યા, કલા, વ્યાપાર, શુશ્રૂષા સર્વ રહેલાં છે. અને તે મળીને જ રાષ્ટ્ર થાય છે. તે વિના રાષ્ટ્ર શૂન્ય છે, તે અલંકારવિનાની સ્રીસમાન છે.

આપણે શ્રેયઃસાધકોએ આ ઉપરથી એજ ધ્યાનમાં લેવાનું છે કે પોતાના સંસારવ્યવહારના સંબંધોમાં ગમે તે ફેરફારો થઇ ગયા હોય અથવા થતા હોય તોપણ પોતાનું પરમધ્યેય જે સ્વીકાર્યું છે તેના પ્રતિનો વેગ કાયમ જ રાખવો. બીજા પ્રવાહોના મોજામાં, ‘શું કરીએ’ ‘સમય બદલાઇ ગયો’ ‘અમુક અમુક ક્યાં છે’ એવા અને એથી નમાલા દુર્બળતાસૂચક વિચારો કરવાના નથી. તેવા વિચારો મનને સુસ્ત તથા જડ કરે છે, વિચારની પરતંત્રતા લાવે છે, સાચી કર્તવ્યનિષ્ઠાથી ભ્રષ્ટ કરે છે અને પરિણામે મોક્ષના પરમ પુરુષાર્થથી વિમુખ રાખે છે.

કાલબળ કહો, કે પરિસ્થિતિનું બળ કહો, ગમે તે કહો પણ તેના કરતાં મનુષ્યનું આત્મબળ ચઢે છે. તે સર્વ બળ આત્મબળથી હેઠાં છે. વિજય આત્મબળનો જ છે, બીજાં ખાલી ઓથાં છે.

માણસ જ્યારે મનવડે આળસુ અને પ્રમાદી થાય છે ત્યારે જ તેને ઓથાં ધરવા માટે સમય અને પરિસ્થિતિનો વિચાર કરવો પડે છે. પરંતુ મન જ્યારે ઉચ્ચ વિચારતરફ દોડતું હોય છે ત્યારે

સમય અને પરિસ્થિતિઉપર પગ મૂકીને સત્ શાસ્ત્ર આદિ કામ કરવાને આગળ ધસે છે. ગાડરીયા પ્રવાહમાં વહેનાર માણુસ ઘણી વખત કામ કરતા અને કષ્ટ વેઠતા જોવામાં આવે છે, અને તેઓ માનતા પણુ હોય છે કે થાક લાગે ત્યાં સુધી કામ કરવાથી સાચી નિવૃત્તિ મળે છે, અને સુખ તથા મુક્તિ પ્રાપ્ત થાય છે. પરંતુ ખરૂં જોતાં શારીરિક કષ્ટ વેઠનાર અને થાકીને લોથ થઇ પડનાર માણુસોને નિવૃત્તિ કે મુક્તિ મળતી નથી. નિવૃત્તિ અને મુક્તિ વિચારની સૂક્ષ્મ કસોટાએ ચઢનારને વહેલી મળે છે.

દેશ, કાલ, મજબુત મનના માણુસો ઉપર ફાવી શકતાં નથી. જેમને આત્મામાં કે આત્મરૂપ શ્રીસદ્ગુરુ ઈશ્વર કે સતશાસ્ત્ર આદિમાં કોઇ જાતની શ્રદ્ધા નથી તેમના ઉપર જ દેશકાલનું બળ જામે છે, અને તે સ્વતંત્રપણે ઉન્નતિના માર્ગમાં કામ કરવા દેતા નથી.

પરંતુ જે સાચા શ્રેયઃસ્સાધકોએ પોતાના આત્મામાં, શ્રી સદ્ગુરુ અને સતશાસ્ત્રદ્વારા શ્રદ્ધા જાગ્રત કરેલી છે, તેમને દેશકાલનું પ્રાબલ્ય ભળતા વેગમાં ઘસડી જાય તેમ નથી, અને તેમનું કર્તવ્ય ભૂલાવી શકે તેમ નથી. ઉન્નતિનો વેગ તેમને માટે ખુલ્લો છે.

સમય બદલાય, વર્ગની પરિસ્થિતિ બદલાય, તેથી જો આપણા મનને નિરુત્સાહ અને નિર્વેદ પ્રકટે તો તેથી આપણે સાવધાન થવાનું છે. પૂર્વે કહ્યું તેમ તે સ્થિતિ ગાડરીયા મનની છે. તે સ્થિતિ કેસરિની નથી. મનની તેવી સ્થિતિનો જય કરવાનો છે. તે વિના મુક્તિ કે કોઇ પણ ઉચ્ચ પુરુષાર્થ આપણે માટે નથી. આપણે તેથી આગળ વધી શકતા નથી. આગળ વધવું હોય તો મનનો વેગ બદલવો જોઇએ. મનનો નિરુત્સાહ અને નિર્વેદ ટાળવો જોઇએ. મનવડે સાવધ થઇ સાચી એકાગ્રતા પ્રકટાવી ઉન્નતગામી થવું, ઉચ્ચ પુરુષાર્થના ક્રમમાં મનને જોડવું, મનનું આલસ્ય અને પ્રમાદ છોડાવવાં એ ખાસ લક્ષમાં લેવાનું છે. દેશકાલ, છે તેનાં તે, કે હતાં તેનાં તે, ફરી ફરી કાયમ રહેતાં નથી, તેમાં નિરંતર ફેરફાર થતો જ રહે છે. માટે પુરુષાર્થ કરવા ઇચ્છનારે તેના મોજાંસામું કિનારે રહી જોયા કરવું તેથી કંઇ પ્રાપ્તિ થવાની નથી. દેશકાળના મોજાંના સામે બાથ ભીડી આગળ તરનાર જ મહાસાગરની સાચી મજા ચાખે છે. તેની ગંભીરતા અને ગૌરવ જાણે છે.

મનની નિર્બળ વૃત્તિને ફરીફરીને ટેવ પડી હોય છે કે તે ગઇ વાતોને વાંચ્યા કરે, ગઇ ગુજરેલી કથાઓ ભણ્યા કરે અને ગઇ કાલનું સુખદુઃખ સંભાર્યા કરે. તે વર્તમાનના કે ભવિષ્યના સત્-પ્રયત્નો અને સદ્‌વસ્તુઓતરફ જોવાનો ઓછો પ્રયત્ન કરે છે. તેને પોતાની ગુંચ વધારે ને વધારે ગુંચવવાની ટેવ પડી હોય છે, અને તે રીતના મનના ભોક્તા વારંવાર આપણે થઇ રહીએ છીએ. રોદડાં રડવાની ટેવ, કુદરતી નહિ છતાં મિથ્યા આભાસથી કુદરતી થઇ પડી છે.

આ સર્વનો જય કેમ કરવો તે આપણને આપણા શ્રી સદ્-ગુરુની અમૃતમય વાણી સ્પષ્ટ સ્વરોમાં ડિંડિંમ વગાડી કહે છે. યોગ, વિચાર, ભકિત આદિ સાધનદ્વારા, કાલ અને કર્મના વ્યાપારને જીતી શકીએ છીએ એ સ્પષ્ટ બતાવ્યું છે. આપણે તે સાધનોને આપણા નિત્યના વ્યવહારમાં અનુભવમાં આણવાના છે. કાલ અને કર્મના પ્રવાહમાં વહેતા રહી મનને ઘણો વખત પરતંત્ર રાખીએ અને કોઇ કોઈ સમયે માત્ર સાધનનો વિચાર કરીએ તેથી કાલકર્મ જીતાતું નથી. આપણે કહીએ કે અમે યોગ, તત્ત્વવિચાર, ભકિત આદિના રહસ્યને જાણીએ છીએ અથવા તેના અભ્યાસી છીએ તો તે સાથે તરત આપણા મનને પૂછવું જોઇએ કે આપણું મન કેટલો વખત કાલ અને કર્મથી લેપાતું નથી? ક્યારે તેના અખંડ વહેતા મોજાં-સામે છાતી કહાડી ઉભા રહ્યા અને પ્રસન્નતાપૂર્વક પોતાનું કર્તવ્ય કર્યા કર્યું? ક્યારે આપણે પોતાને મુકત અને સ્વતંત્ર માની આપણી સર્વ ચિંતાઓ વેગળી કરી? ક્યારે આપણા સમગ્ર બંધુઓને આપણા આત્માસમાન ગણી પ્રેમથી ભેટયા અને નાનામોટાના, જ્ઞાની અજ્ઞા-નોના, જુના નવાના ભેદ ભૂલ્યા? ચાલતા આવેલા વિચારના પ્રવા-હામાં અને ઝઘડાઓમાં મન પરોવ્યું તો પછી ક્યાં છે આપણું મુકતત્વ? ક્યાં છે આપણી નિર્લેપતા? સ્વપ્નસમાન માનેલા સંસારને, સંસારી થઇ ભોગવીએ છીએ કે મુકત થઇ બાજીગરના ખેલસમાન જોઇએ છીએ?

ભકિત, યોગ કે જ્ઞાનની સાધના સાચી થાય છે કે જૂઠી તેનો પૂરાવો આપણી કાલકર્મઉપર સત્તા છે કે કાલકર્મની આપણા ઉપર અતિશય સત્તા જામેલી છે, તેનો વ્યાવહારિક અનુભવ કહી આપે છે.

તે માટે દૂર પૂછવાનું રહેતું નથી. મન સાક્ષી આપે છે. વ્યર્થ વિચારમાં રમણે ન ચઢતાં જો આપણું મન આપણે સ્વાધીન રહે છે, આપણા ગ્નેય અને ધ્યેયમાં પરોવાયેલું રહે છે તો આપણો માર્ગ અને શ્રમ સાચો છે. જો તેથી વિરુદ્ધ આપણે અસાવધપણે ઘસડાઇ જતા હોઇએ અને ધ્યેય ચુકી જતા હોઇએ તો આપણો શ્રમ મિથ્યા છે, આપણે ભક્તિ, યોગ કે જ્ઞાનથી દૂર છીએ, આપણા શ્રી સદ્‍ગુરૂના બોધથી દૂર છીએ.

માટે આજના શુભ અવસરે ઇષ્ટશ્રીનો અનુગ્રહ યાચી, સ્વપુરૂષાર્થમાં રત રહેવા અને કાલકર્મઉપર મેખ મારવાની સંપૂર્ણ કુંચી હાથ કરો.

મન જુના પંથે વહેતું રહેવા છતાં ઘણી વખત આપણને આભાસ થાય છે કે આપણે સત્પ્રયત્ન અને સદ્‍વિચારમાં જ આગળ વધીએ છીએ. મનના જેવું ભોળવવામાં અને છળ રમવામાં વિલક્ષણ ચાતુર્યવાળું કોઇ નથી. તે સમર્થ વિચારકો અને અભ્યાસીઓને ઘડીઘડીમાં ભૂલાવે છે અને શિખરેથી પાતાળે ફેંકી દે છે, ભેદ અને રાગદ્વેષને તે સહજ પસારી દે છે અને ઇન્દ્રિયોને લોલુપ બનાવે છે.

તેની ઇન્દ્રજાળમાં ફસાયલા જાણતા પણ નથી કે તે ભ્રમમાં ભૂલ્યા છે. માત્ર સદ્‍ગુરુશ્રીનાં અને સત્‌શાસ્ત્રનાં વચનો જ જાગ્રત્ કરે છે અને ભ્રમ તથા પ્રકાશના ભેદને ખુલ્લો કરે છે.

ઇશ્વરે આપણને અનુકુલ સંજોગમાં સ્થાપ્યા છે તો તેનો વિશેષ લાભ લઇ, આપણે આરંભમાં જણાવેલી અમૃતમય વાણીનો વિચાર કરી, મનન કરી જીવન્મુક્તિના સુખ અને આનંદનો અનુભવ કરીએ.

भोगीलाल ज० ओझा.

# પ્રશ્નોત્તરો.

પ્ર૦—પુરુષાર્થમાં શાની અગત્ય છે ?

ઉ૦—બલવાન્ ઉત્સાહ, નિરંતરતા, દૃઢ આગ્રહ, અપ્રમાદયુક્ત ધૈર્ય, અને સર્વથી અધિક શ્રદ્ધાની.

પ્ર૦—બલવાન્ ઉત્સાહની શી અગત્ય અને તેનું સ્વરૂપ શું ?

ઉ૦—અત્યંત પ્રમાણમાં અથવા બલવાન્‌પણે ઉત્સાહ પ્રકટવાથી મનુષ્યને પ્રયત્નની કઠિનતા જણાતી નથી. આરંભથી જ પ્રયત્નની કઠિનતાનું ભાન થાય તો મનુષ્યનું મન પાછું હઠી જાય છે. ઉત્સાહ હોય છે તો તે કઠિનતા તેને દુર્ગમ લાગતી નથી. ઉત્સાહથી રસ પ્રકટે છે. અને તેને લીધે મનુષ્યને પ્રયત્નમાં વેગ રહ્યા કરે છે. ઉત્સાહ મનુષ્યની કાર્યસાધક શક્તિઓને જાગ્રત કરે છે, તેમાં બળ અને તેમને પ્રયત્નમાં આગ્રહપૂર્વક પ્રેરે છે. ઉત્સાહનું સ્વરૂપ એ પ્રકારનું છે કે તે આરંભક ઉત્સાહ ન હોવો જોઇએ, ક્ષણમાં નિવૃત્ત થાય એવો દુર્બલ ન હોવો જોઈ, હીંમત હારી જાય એવો શિથિલ ન હોવો જોઇએ; પરંતુ પ્રયત્નના અવધિ પર્યન્ત ટકી રહે. ટકી રહે એટલુંજ નહિ પરંતુ ઉત્તરોત્તર અધિકાધિક વિકાસ પામતો જાય એ યથાર્થ ઉત્સાહનું સ્વરૂપ છે. પ્રયત્નની કઠિનતા યથાર્થ ઉત્સાહનો ભંગ કરી શકતી નથી, પરંતુ ઉલટી તેને વધારે છે. આવો બલવાન્ ઉત્સાહ જ પુરુષાર્થની સિદ્ધિમાં સાધક છે.

પ્ર૦—પુરુષાર્થમાં નિરંતરતાનું શું કારણ ?

ઉ૦—નૈરન્તર્યવિનાનો પુરુષાર્થ સંસ્કારોને અવિચ્છિન્નપણે પાડી શકતો નથી. પુરુષાર્થમાં તેને અનુકૂલ કોઈ પણ નવીન પ્રકારના સંસ્કારોને સ્રજવા પડે છે, તેને ગ્રહણ ધારણ કરવા પડે છે, તેની વૃદ્ધિ કરવી પડે છે, તેને બલિષ્ઠ કરવા પડે છે, અને પરિણામે તેને આપણા સ્વભાવરૂપ કરી લેવા પડે છે, અથવા તેનાથી આપણે ઓતપ્રોત થઈ જવું પડે છે. આમ બને છે તો જ એ સંસ્કારો પરિપક્વ

થાય છે. અપકવ સંસ્કારો સ્થાયી ટકતા નથી, અને તેનો નિત્ય વિકાસ પણ થતો નથી. આથી સંસ્કારો પરિપાક કરવા માટે નિરંતરવાળા પ્રયત્નની અગત્ય છે. નિરંતરવાળા પ્રયત્નથી વિરોધી સંસ્કારોનું બળ વધતું નથી. પણ ઉલટું ઘટે છે.

પ્ર૦—પુરુષાર્થમાં દૃઢ આગ્રહની શી અપેક્ષા ? દૃઢ આગ્રહનું સ્વરૂપ શું ?

ઉ૦—આગ્રહવિના કોઈ પણ કાર્યની સિદ્ધિ થતી નથી. આગ્રહ જ મનુષ્યને ઉત્તરોત્તર અધિકાધિક પ્રયાસ કરવા પ્રેરે છે, આગ્રહ જ પ્રયત્નના અવધિને જણાવી શકે છે. આગ્રહ પ્રયત્નનું વૃત્તિમાં સતત ભાન રખાવે છે. આગ્રહના પ્રમાણમાં જ મનુષ્યની પુરુષાર્થમાં પ્રવૃત્તિ થાય છે. એક પુરુષાર્થનો બલવાન્ આગ્રહ મનુષ્યને અન્ય નિષ્પ્રયોજન પ્રવૃત્તિમાંથી અટકાવે છે, અન્ય કાર્યના બલવાન્ સંસ્કારને અંતઃકરણમાં પડવા દેતો નથી. દૃઢ આગ્રહનું સ્વરૂપ એ પ્રકારનું છે કે કૃતનિશ્ચયમાંથી કદી ચલાયમાન થવાય નહિ, ગમે તેવી પ્રતિકૂળતા, વિપત્ત કે બીજી લાલચોના પ્રસંગો ઉભા થાય, પરંતુ તેના તરફ અલક્ષ રાખીને પોતાનું નિર્ધારિત કર્તવ્ય જ સંપૂર્ણ વેગ અને બલપૂર્વક થયા કરે, અધિક લાભનો સંભવ હોય તો પણ એક નિશ્ચય કરેલા વા સ્વીકારેલા કાર્યની સિદ્ધિ થતાં પૂર્વે અન્ય કર્તવ્યપ્રતિ વૃત્તિ જાય નહિ.

પ્ર૦—અપ્રમાદયુક્ત ધૈર્યનું શું પ્રયોજન અને તેનું સ્વરૂપ કેવા પ્રકારનું ?

ઉ૦—કોઇ પણ કાર્ય જેટલા અંશમાં મહાન્ હોય તેટલા પ્રમાણમાં તેની સિદ્ધિમાં કાલની અપેક્ષા રહે છે. તેટલા સમયસુધી મનુષ્યે ધૈર્ય ધારણ કરીને વાટ જોવી પડે છે. ધૈર્યવિનાનો મનુષ્ય કોઈ પણ મહત્ ફળ મેળવી શકતો નથી. અધૈર્ય અંતઃકરણમાં વિક્ષેપ પ્રકટાવે છે, ક્રિયાના બળને જામવા દેતું નથી, વારંવાર ફળ અથવા પરિણામપ્રતિ જ નિષ્પ્રયોજન વૃત્તિ વાળ્યા કરે છે અને પ્રયત્નમાં પુનઃ પુનઃ સ્ખલન ઉપજાવી તેનું ફળ લાવવામાં વિલંબ કરે છે. અધૈર્ય વૃત્તિને બહિર્મુખ કરે છે, ચિત્તને ચંચલ બનાવે છે, શરીરમાં થાક ઉપજાવે છે, અંતરમાં અશ્રદ્ધા અથવા શંકાનો ઉદય કરે છે, ક્ષોભ અને સંકુચિતતા પ્રકટાવે છે અને સત્ત્વબલને ક્ષીણ કરે છે.

ધૈર્યવાળો મનુષ્ય પુરુષાર્થના માર્ગમાં આવતી વિપત્તિઓથી, વિલંબથી, ફ્લની અપ્રતીતિથી શિથિલ બનતો નથી, તેનો કર્તવ્યનો આવેગ ઘટતો નથી, તેનો રસ જતો રહેતો નથી.

પરંતુ કેવલ ધૈર્ય નકામું છે. એકલું ધૈર્ય પ્રમાદરૂપ બની જાય છે, તેથી અપ્રમાદયુક્ત ધૈર્ય હોવાની જરૂર છે. ધૈર્યની સાથે પ્રયત્ન તો ચાલુ રહેવો જોઇએ. મનુષ્ય કશું કામ ન કરે અને કહે કે હું ધૈર્ય રાખી બેઠો છું તો તે મનુષ્ય ગમે તેટલો સમય જવા છતાં જેને માટે તેણે ધૈર્ય ધર્યું છે તેને માટે વધારે અને વધારે ધૈર્ય જ ધરવું પડવાનું! ફળ મળવાનું નહિ. પ્રયત્નપૂર્વક ધૈર્યની જરૂર છે, પ્રમાદપૂર્વક ધૈર્યની નહિ. તમે કેવલ ધૈર્ય રાખી રહ્યા હો તો જાણજો કે તે સદ્ગુણ અથવા સાધનનું અંગ નથી, પરંતુ દોષ અથવા દુર્ગુણ જ છે. જેનામાં અપ્રમાદયુક્ત અથવા સત્પ્રયત્નયુક્ત ધૈર્ય છે તે સર્વ પુરુષાર્થની સિદ્ધિ કરી શકે છે. અપ્રમાદયુક્ત ધૈર્ય એ પ્રયત્નશીલનું મોટામાં મોટું સલ્લક્ષણ છે.

પ્ર૦—પ્રયત્નમાં શ્રદ્ધાની શી અગત્ય અને તે કેવા પ્રકારની હોવી જોઇએ ?

ઉ૦—શાસ્ત્ર કહે છે કે **श्रद्धावान् लभते ज्ञानम्**—શ્રદ્ધાળુ મનુષ્ય જ્ઞાનને પામે છે, જ્ઞાતવ્ય અને પ્રાપ્તવ્ય એ બંનેમાં શ્રદ્ધાની આવશ્યકતા છે, એ આ વચનઉપરથી સ્પષ્ટ સમજાય છે. શ્રદ્ધા અંતઃકરણમાં નિઃશંકતા પ્રકટાવે છે, પ્રયત્નના ઉંડાણસુધી મનુષ્યને લઈ જાય છે. અગમ્યસરખા જણાતા કર્તવ્યપ્રદેશમાં પણ પ્રવેશ કરવા શ્રદ્ધા મનુષ્યને મથન કરાવે છે, તેને સત્યની નિકટ અને નિકટ લઇ જાય છે. શ્રદ્ધાને લીધે અંતઃકરણ નિર્ભ્રાંત રહેવાથી તેનામાં બોધની સ્ફુર્તિ બહુ સત્વર થાય છે. શ્રદ્ધા મનુષ્યમાંથી પ્રતિકૂલ ભાવનાને ઉઠતી અટકાવે છે અને હોય તેને ટાળે છે. પુરુષાર્થની સિદ્ધિમાં જેટલાં પ્રતિબંધક કારણો છે, તે કારણોના બળને હટાડી પ્રયત્નશીલના માર્ગને બહુ સુગમ કરી આપે છે. શ્રદ્ધા શાંતિ, સ્થૈર્ય, સહનશકિતને ઉપજાવે છે, અને ફળને માટે સંપૂર્ણ ખાતરી રખાવે છે.

શ્રદ્ધાના ત્રણ પ્રકાર હોય છેઃ મંદ, મધ્યમ અને તીવ્ર. જ્યાં સુધી કાંઇ વિરોધ કે પ્રતિકૂલતા ન દેખાય ત્યાં સુધી કોઇ કાર્ય કે

મનુષ્યમાં ટકી રહેલી શ્રદ્ધા તે મંદ અથવા કનિષ્ટ છે; કોઇ કાર્યને ધાર્યાકરતાં ફળસિદ્ધિમાં લાંબો કાળ થાય, ધાર્યાકરતાં પ્રયત્ન વધારે કઠિનતાવાળો અને અધિક પ્રમાણમાં કરવો પડે, તો તે મધ્યમ શ્રદ્ધા છે. તેમ કોઇ મનુષ્ય આપણે નિર્દિષ્ટ કરેલી પ્રવૃત્તિથી જૂદા પ્રકારની પ્રવૃત્તિ કરે, છતાં તેના હેતુઓ આપણને સમજાવે અને તેણે ભિન્ન પ્રકારે કરેલી પ્રવૃત્તિ કે જે ઉપરથી કંઇક અનુચિતસરખી જણાતી હોય, પરંતુ તેના હેતુને બરાબર સમજી તે યોગ્ય જણાયે તે પુરુષ વિષે શ્રદ્ધા રાખવી અને પેલી તેની અનુચિત પ્રવૃત્તિથી અંતર લેશ પણ ન સંકોચાય એ મધ્યમ પ્રકારની શ્રદ્ધા છે. અને જે ફળ મળો વા ન મળો એ પ્રકારની કેવલ નિઃસ્પૃહબુદ્ધિથી ગમે તેટલો કાળ જવા છતાં અને ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં તેમાંથો પ્રયત્નબુદ્ધિ ન વિરામે, એક વખત નિશ્ચય કરેલા શુદ્ધ પ્રયત્નને આમરણાંત ન ત્યજે તે ઉત્તમ પ્રકારની શ્રદ્ધા છે. તેવી રીતે કોઇ મહત્પુરુષમાં એક વખત પૂર્ણ વિચારપૂર્વક મહદ્બુદ્ધિ સ્થાપ્યા પછી તેની પ્રવૃત્તિઓ અનુકૂલ પ્રકારની ન જણાય, અને તેવી પ્રવૃત્તિ કરવાના તેમના હેતુઓ પણ સ્પષ્ટ ન થાય છતાં તે પુરુષવિષેની મહદ્બુદ્ધિમાં લેશ પણ ન્યૂનતા ન પ્રકટે, અને તેમને અર્થે જે કંઇ સહન કરવાનો પ્રસંગ આવે તેને સુખપૂર્વક વધાવી લે અને તેમાં કિંચિત્ અંશે પણ અંતઃકરણ ચોરાય નહિ તો તે તીવ્ર અથવા ઉત્કૃષ્ટ પ્રકારની શ્રદ્ધા છે.

પ્ર૦—કોઈ પણ પુરુષવિષે આવી તીવ્ર શ્રદ્ધા મનુષ્ય કયા હેતુથી રાખી શકે ?

ઉ૦—મુખ્યત્વે મનુષ્યનો અંતરાત્મા તેને અંદરથી કહેતો હોય છે કે આ પુરુષમાંથી શ્રદ્ધા ઉડાવવા જેવું નથી, તો એ પ્રકારના આંતર સ્વરને અનુસરીને મનુષ્ય તે પુરુષવિષે તીવ્ર શ્રદ્ધા ધરી શકે. અથવા તે મહત્પુરુષની કેટલીક એવા પ્રકારની પ્રવૃત્તિ થાય કે જેથી શ્રદ્ધાળુના અંતઃકરણમાં એમ જ ભાન થાય કે પેલા મહત્પુરુષની અમુક ઉપરથી અનુચિતસરખી જણાતી પ્રવૃત્તિ કાં તો કેવલ દેખવામાત્ર, ઇતર મનુષ્યની કસોટીને અર્થે અથવા તો કોઇ ગૂઢ સંકેતની સિદ્ધિને અર્થે છે.

પ્ર૦ મહાપુરુષને ઓળખવાનાં બાહ્ય ચિહ્નો કયાં ?

ઉ૦—વસ્તુતઃ મહાપુરુષો બાહ્ય ચિહ્નથી નથી ઓળખાતા,

પણ આંતર ચિહ્નથી ઓળખાય છે. એમનાં વિલક્ષણતાભર્યાં અથવા અપૂર્વતાભર્યાં ચિહ્નો બહારનાં નહિ પણ અંતરનાં હોય છે. તેમનાં બાહ્ય ચિહ્નમાં પ્રતીત થતી વિલક્ષણતા એ તેમના અંતરની વિલક્ષણ સ્થિતિનો પડછાયોમાત્ર છે. આથી જેઓ બાહ્ય ચિહ્નોથી જ મહાપુરુષને ઓળખવા મથે છે તેઓ ઘણી વખતે એ રીતે પરીક્ષા કરવામાં ગોથું ખાઇ જાય છે, એમ કરતાં કેટલીક વખતે તેઓ ખોટાને ખરા અને ખરાને ખોટા માની બેસે છે, અને ઘણી વખતે શુદ્ધ મહાપુરુષને તેઓ જાણવા પણ સમર્થ થતા નથી. આથી મહાપુરુષની પરીક્ષા તેમનાં આંતર ચિહ્નને જોઇ કરવામાં આવે તો બહુધા યથાર્થ પરીક્ષા આપણાથી થઇ શકે છે. તો પણ બહાર એ અંતરનો પડછાયો છે, અંતરનું પ્રતિબિંબ છે, તેથી મહાપુરુષોનાં આંતર દિવ્ય ચિહ્નોની કેટલીક છાયા બહાર પણ પ્રકટ થાય છે. જેમ કાગડો બહારના વેશવડે તો સાવધ રહેવાથી મોરમાં ખપી ગયો, પણ જ્યાં કંઠવડે સ્વર કાઢવાનો વખત આવ્યો ત્યાં તે પકડાઇ ગયો, તેમ કોઇ કોઇ મનુષ્યો બાહ્ય ચિહ્નથી મહાપુરુષને મળતા જેવા થઇ શકે છે, પણ જ્યાં અંતરનું કંઈ જોવા જઇએ છીએ કે તત્કાલ તેમના ખરા સ્વરૂપે પકડાઈ આવે છે. આથી જ બાહ્યચિહ્નો કરતાં આંતર ચિહ્નો જોવા તરફ વધારે લક્ષ આપવો યોગ્ય છે.

સામાન્ય જીવોકરતાં મહાપુરુષનાં બાહ્યચિહ્નોમાં નેત્રની દૃષ્ટિની સ્થિરતા, હાવભાવ આદિમાં પણ મુખની વિરૂપતાનો અભાવ, નેત્રોને નીચાં ઢાળવાં, અર્ધોન્મીલિત કરવાં, સંપૂર્ણ બંધ કરવાં, અમુક મર્યાદા બાંધીને દૃષ્ટિને તેમાં જ રમાડવી, એ વગેરે ભાવો ન કરવા છતાં દૃષ્ટિની સ્થિરતામાંથી પણ જોનારના હૃદયમાં અમુક અમુક ઉચ્ચ ભાવો સમજાવવાનું નેત્રોમાં સામર્થ્ય, શરીરનું હલનચલન અથવા હસ્તવગેરેના હાવભાવો પ્રમાણમાં બહુ ઓછા છતાં અત્યંત અસરકારક, કંઇ કીડીજેવું કરડતાં અથવા કાંઇ ધડાકો થતાં બીજા મનુષ્યો જેમ એકદમ ચમકે અને શરીરના અવયવોનું અધિક પ્રમાણમાં હલનચલન કરે, તેમ ન કરતાં તેવા સમયમાં પણ સ્વભાવથી જ સ્થિરતા, અવિકલતા, અને સ્વસ્થતા તેમનામાં જણાઈ આવે છે. તેમના પગના અંગુઠાનો અગ્રભાગ બીજી આંગળીઓકરતાં સ્વભાવથી જ જરા ઉંચો રહે છે, એમની ડોક કિંચિત્ ઉંચી રહે છે. તેમના શરીરની વચા અધિક કોમલ અને તેજસ્વી હોય છે. આતો

સ્થૂલ શરીરનાં કેટલાંક બાહ્ય ચિહ્નો કહ્યાં. તેમના સ્વભાવાદિમાં પણ કેટલીક વિલક્ષણતા હોય છે.

તેમની વાણીમાં મિષ્ટતા, સામાના હૃદયઉપર ધારેલી અસર કરવાની અદ્દભુત શક્તિ અને શિથિલ પડી ગયેલા અંતઃકરણને સન્માર્ગગામી કરવા માટે ઉત્તેજિત કરવાની અપૂર્વ કલા હોય છે. સામાન્ય વાતોમાંથી પણ તે શ્રોતાને ઉચ્ચ વસ્તુની જ લક્ષણા કરાવે છે. તેમની વાણીમાં આપણને સ્વભાવથી જ સત્યતાનું ભાન થાય.

તેમના સમીપમાં આવી બેસનારના હૃદયમાં વિકારી ભાવો પ્રકટતા સ્વભાવથી જ અટકી જાય છે. આપણે પ્રયત્નપૂર્વક કંઇ વિકારી ચિંતન કરીએ તોપણ તે થતું નથી, તેમાં મંદતા આવી જાય છે. તેમના શુદ્ધ વાતાવરણનો આ એક દિવ્ય ચમત્કાર છે. તેમની પાસે બેસવાથી બીજું કાંઇ ન થાય તોપણ ભયની ન્યૂનતા અર્થાત્ અભયતાની અભિવૃદ્ધિ, દુઃખ અથવા કલેશાદિના ભારનું ઓછાપણું અને ચિત્તની પ્રસન્નતા એતો થાય જ. તેમની નિકટતામાં વિનાઆયાસે પણ મનુષ્યને આટલું ભાન થાય છે. જો કે મનુષ્યને મહાપુરુષપ્રતિ સામાન્ય અભિમુખતા તો હોવી જ જોઇએ.

પ્ર૦—સાધકો ઉપાસનાક્રમમાં જ્યારે આગળ વધે છે ત્યારે તેમનાં વિશેષ પડતાં સર્વસામાન્ય લક્ષણો અને અનુભવો કેવા પ્રકારના હોઇ શકે ?

ઉ૦—પ્રત્યેક સાધકનો ઉપાસનાક્રમ જૂદા પ્રકારનો હોવાથી પ્રત્યેકને અનુભવ પણ ભિન્ન ભિન્ન પ્રકારનો જ થાય છે, અને તેમાંના કેટલાક તો સ્વયંવેદ્ય હોવાથી તેનું સ્વરૂપ કદાચ વૈખરીથી વર્ણવવામાં આવે તોપણ અનધિકારી અથવા અનભ્યાસી મનુષ્યને તે પૂર્ણ અથવા સત્યરૂપમાં સમજાતું નથી. તેમ છતાં ઉપાસના તથા ઉપાસકના ત્રણ પ્રકારના ભેદ હોય છેઃ સાત્વિક, રાજસ, તામસ. તેમાં જે જે પ્રકારની જેની જેની ઉપાસના હોય છે તેમનાં સામાન્ય લક્ષણો અને અનુભવો આ પ્રકારના હોય છેઃ

૧ સાત્વિક ઉપાસનાવાળા સાત્વિક ઉપાસકને સામાન્ય રીતે સાત્વિકતાપ્રતિ સ્વભાવથી મોહ પ્રકટે છે, તેમને સાત્વિક ક્રિયાઓ કરવી ગમે છે. સાત્વિક આહાર કરવો જ રુચિકર જણાય છે. તેમનામાં પરના દોષોપ્રતિ ઉપેક્ષાબુદ્ધિ વિશેષ હોય છે, પારકામાં શુભને

જોવાની તેમની વૃત્તિ હોય છે—સ્વભાવથી જ ઇતરમાં શુભનું જ દર્શન તેમને થાય છે. વાદવિવાદવડે સત્યનો નિર્ણય કરવામાં તેમની બુદ્ધિ હોતી નથી, પરંતુ અનુભવથી જ તેનો નિર્ણય કરવાની અને અનુભવીઓના અનુભવોઉપર શ્રદ્ધા ધરી તેને સત્ય માનવાની તેમની બુદ્ધિ હોય છે. તેમની એક પણ ક્રિયા વિચારવિનાની ન હોવા છતાં તેમની પ્રવૃત્તિ કેવલ તર્કને અથવા આસપાસનાં પ્રત્યક્ષ કારણોના આધારે રહીને થતી જણાતી નથી. પ્રત્યેક સ્થૂલ ક્રિયાની પાછળ કોઇ સૂક્ષ્મ વસ્તુ પ્રેરકરૂપે છે, તેની તેઓ મતિમાં સૂક્ષ્મ ઝાંખી કરતા હોય છે, અને પ્રવૃત્તિમાત્રનું મૂલ તેને સમજી, તેમની પ્રવૃત્તિઓનો મુખ્ય આધાર તે વસ્તુને લક્ષીને રહેલો હોય છે. બીજાની પ્રવૃત્તિપ્રતિ પણ તે એ જ દૃષ્ટિથી જોતા હોય છે. તેમની વૃત્તિમાં કોઇ વસ્તુનો મોહ ન હોવા છતાં કશામાં અપ્રિયબુદ્ધિ નથી હોતી. બાલક જેમ હસતે મુખે ઘણી વસ્તુઓપ્રતિ જોયા કરે છે, તેમ તેઓ પણ અનેક વસ્તુઓને જોતા અને અનેક પ્રકારના વ્યવહાર કરતા છતાં તેના પ્રતિ અતિ નિર્દોષ ભાવવાળી જ વૃત્તિ હોય છે. તેમાંથી કાંઇ મેળવવાની બુદ્ધિ તેમનામાં પ્રકટતી નથી, અને તેથી તે વસ્તુના બલવાન્ સંસ્કાર તેમનામાં કદી પણ પડતા નથી. અને કવચિત્ સાંસર્ગિક સંસ્કાર પડે તો સ્લેટઉપર લખેલું જેમ આપણે સુગમપણે ભુંસી નાંખી તેને પુનઃ શીઘ્ર સ્વચ્છ બનાવી શકીએ છીએ, તેમ તે સંસ્કારોને તેમના અંતઃકરણમાંથી તેઓ તત્કાલ વિવૃત્ત કરી શકે છે. તેમનામાં આગ્રહઅનાગ્રહનો વેગ બહુધા હોતો નથી, તેમાં પણ પોતાને માટે સ્વેચ્છાથી તો બોલકુલ હોતો નથી. છતાં શુદ્ધ ઉચ્ચ પ્રવૃત્તિઓપ્રતિ તેઓ આગ્રહને દર્શાવતા પણ હોય છે. પરનું કલ્યાણ કરવાની ભાવના તેમનામાં સદોદિત રહેવા છતાં તે નિમિત્ત તેમની આગ્રહવાળી સ્થૂલ પ્રવૃત્તિ બહુ ઓછી થાય છે. તેઓ અંતરાત્માપ્રતિ નિત્ય વિશ્વહિતૈષી પ્રાર્થના તન્નિમિત્ત કરતા હોય છે. પરના દુઃખથી દ્રવીભૂત થવા છતાં તેનાથી તેમની વૃત્તિ લોપાતી નથી, દુર્બલ થતી નથી અને તે મનુષ્યને તેમની દૃષ્ટિ હલકો, પામર કે સામર્થ્યહીન જોતી નથી મંદ મંદ વાયુથી સહજ જલનો ઉપરનો ભાગ તરવરે પરંતુ તરંગપણું ન પામે, એવી તેમના ચિત્તની પ્રશાંતવત્ સ્થિતિ હોય છે. સત્યને સત્યરૂપે કહેવા છતાં તેમાંથી હિતત્વ, પ્રિયત્વ જતું રહેતું નથી અને સામા મનુષ્યના અ-

ધિક્કારનો તેમને સર્વદા વિચાર આવે છે. તેમનામાં ઉપજાવેલો ક્રોધ એવા પ્રકારનો હોય છે કે જે થયો–ન થયો થનામાં વિલાતા છતાં તેની બીજાઉપર ભયવિનાની પણ પ્રબળ અસર કરે છે. આ પ્રકારનાં તેમનાં કેટલાંક લક્ષણો છે. હવે તેવાઓનો અનુભવઃ

તેમના ચિત્તદ્રવ્યમાં આત્માનું પ્રતિબિંબ પડતું હોય છે, તેને જોઇને તેઓ આત્માના મૂલ સ્વરૂપપ્રતિ–બિંબપ્રતિ લક્ષણા કરવાના અભ્યાસી હોય છે. તેઓ માયાના વિનાશીપણાના રંગમાં પણ આત્માના અવિનાશીપણાની સૂક્ષ્મ અસરને જોતા હોય છે. તેઓ આત્માની ઉજ્જવલ ખુમારીનો ક્ષણભરમાં અનુભવ કરી લે છે, અવિદ્યાના અથવા માયાના અદ્‌ભુત પ્રભાવને તેઓ જોતા હોય છે, પણ તે તીરઉપર રહીને અને તેમાં તેમનો અહોભાવ શમી ગયો હોય છે. કુશલ ઝવેરી જેમ ગમે તેવા મોટા હીરાની અંદરની ઉંડી અને ઝીણી એબને સમજી શકે છે, તેમ ઉન્મત્ત અને સ્વતંત્રસરખી માયાના અનવધિ વ્યાપારોને જોવા છતાં એ માયાની પરવશતારૂપી તથા તેના મિથ્યાપણારૂપી સૂક્ષ્મ ઉંડાણમાં રહેલી એબને તેઓ સારી રીતે જાણી શકતા હોય છે. તેમને નિરંતર સમતાનો અનુભવ થયાં કરે છે. અંતઃકરણમાં ઉછાળાપણું નથી હોતું; ચેતનયુક્ત પ્રશાંતિ એ એમના અનુભવનો વિષય હોય છે. તેઓ લગભગ ધ્યાનમાં પ્રવેશી ઘણે ભાગે ધ્યેયની સ્થિરતાને અનુભવી શકયા હોય છે. સતરંગ આનંદના અભિભવપૂર્વક તેઓ નિસ્તરંગ આનંદનો જ બહુધા અનુભવ કરતા હોય છે. તેમને પ્રાપ્તવ્યનિમિત્ત વૃત્તિનો વેગ ઉઠે છે તો તે વૃત્તિની શુદ્ધ સાત્વિકી સ્થિતિપૂર્વક પરમતત્ત્વમાં અભેદભાવના અનુભવનિમિત્ત જ હોય છે.

હવે રાજસ ઉપાસનાવાળા રાજસ ઉપાસકોનો રજોગુણપ્રતિ સ્વભાવથી જ ભાવ હોય છે, અને શુદ્ધ રાજસપ્રતિ વૃત્તિનું વલણ હોવા સાથે કવચિત્ ક્ષણભર સાત્વિકતાનું આલંબન વૃત્તિ કરી લે છે. તેમને રાજસ આહારવિહારઉપર રુચિ હોય છે, તેઓ પરના દોષ જુએ છે, તેમને પરમાં દોષ દેખાય છે, છતાં તે અયોગ્યદર્શન છે એ વિચારપૂર્વક વૃત્તિને ત્યાંથી પાછી વાળી તેમાં અદોષના જોવાના પ્રયત્નમાં આગ્રહ ધરે છે. પ્રસંગે આવ્યે અન્યને તેના દોષો કહે છે, પણ સામાનો તેમને માટે પ્રતિકૂલ ભાવ પ્રકટે એવા રૂપમાં

કહેતા નથી. તેમના અંતરનો શુદ્ધ આશય બીજાઓથી સમજાય છે. તેમના આશયોને ઉચ્ચ અને બહુધા શુદ્ધ રાખવામાં તેઓ પ્રયત્નશીલ હોય છે. જે સત્ય છે તેને સત્યરૂપે પ્રતિપાદન કરવાના વાદવિવાદમાં તેમની રુચિ હોવા છતાં તેઓ દુરાગ્રહી નથી હોતા, અને તેમ છતાં સર્વમાં સદાગ્રહી હોય છે સત્યનો નિર્ણય કરવામાં તેઓ કલ્પનાનો બહુ અંશે આશ્રય લેતા હોય છે, જો કે તે કલ્પનાને શાસ્ત્ર સત્પુરુષનો આધાર હોય છે. પ્રત્યક્ષપ્રતિ વિશેષ મમત્વવાળા છતાં અપ્રત્યક્ષનો અસ્વીકાર કરતા નથી, એટલું જ નહિ પરંતુ કલ્પનાવડે અપ્રત્યક્ષ વસ્તુપ્રતિ તેઓ સંધાનવાળા રહે છે. શુદ્ધ પ્રવૃત્તિના તેઓ આગ્રહી હોય છે, નિષિદ્ધ પ્રવૃત્તિપ્રતિ તેમનો અભાવ છતાં કવચિત્ સંગ બળ આદિને લઇને તેમાં પ્રવેશી જાય છે. પરંતુ તે નિષિદ્ધ પ્રવૃત્તિ ફળ પ્રકટાવી શકે એટલા સંસ્કાર જામતા પુર્વે તો તેનો તેઓ તિરસ્કાર કરી ચુકયા હોય છે, તેઓ માયાથી દબાવા છતાં સર્વાંશે અખંડ માયાને અધીન રહેતા નથી. સંસારપ્રતિ તેમનો શુદ્ધ મોહ હોય છે. તેમનામાં પ્રિયઅપ્રિય ઉભય ભાવો રહ્યા હોય છે પણ વિવેકના ઉપયોગપુર્વક તે તેમનામાં પ્રકટે છે. વ્યવહારથી તેઓ લેપાય છે, છતાં તેમાંથી પુનઃ નિવૃત્ત થવાના પ્રયત્નને તેઓ સત્વર આદરી શકે છે. તેમનામાં પડેલા કોઈ વિષયના સંસ્કારો સ્લેટ ભુંસી નાંખીએ તેટલી સુગમતાથી ભુસાતા નથી, પણ કાગળઉપર પેન્સીલના જેટલા તે દૃઢ હોય છે. તેને રબર લઇને ભુસી નાંખવાનો પ્રયત્ન કરવો પડે છે. અને તે ભુસાવા છતાં કવચિત્ તેનો સહજ ડાઘ કેટલાક કાળસુધી રહે છે પણ ખરો. તેમનામાં આગ્રહ અનાગ્રહના ભાવો હોય છે, પરંતુ અવિચારીપણાવાળા હોતા નથી. પરંતુ હિત સાધવામાટે શાસ્ત્રવિહિત પ્રવૃત્તિના તેઓ આગ્રહી હોય છે, સ્વપ્રયત્નવડે પરહિત સાધવામાં તેમની તત્પરતા હોય છે. તેઓ શુદ્ધ અભિમાનને ધારણ કરવાના સ્વભાવવાળા હોય છે, કવચિત્ બહુ અલ્પ અંશમાં મલિન અભિમાનનો પણ પાશ લાગી જાય-પરંતુ તે અલ્પ સમયમાટે. પરનાં દુઃખ ટાળવાની ઇચ્છાવાળા છતાં જેનું દુઃખ ટાળવાનું હોય તેના દુઃખને ટાળનારતરીકે તે પોતે છે, એવું દુઃખીને ભાન કરાવીને પછી તે દુઃખ ટાળવા પ્રયત્ન કરે છે. દુઃખીએ તેમનો ઉપકાર માનવો જોઇએ, તેમના પ્રયત્નનું દુઃખીના અંતરમાં

ભાન રહેવું જોઇએ—પછી ભલે તેનો તે દુઃખી બદલો ન વાળે—જો તેનાથી ન વળી શકે એમ હોય તો પ્રતિફળની તેઓ ખાસ આશા રાખતા નથી અને મળે તો તેને ત્યજતા નથી. તેમની સ્વમાનની વૃત્તિ શમી નથી હોતી, જો કે ખોટી રીતે પોતાનું માન સ્થાપવા પ્રવૃત્તિ કરતા નથી કે ઇચ્છા પણ રાખતા નથી. તેમના ચિત્તમાં ક્ષોભ પ્રકટે છે—જો કે જરા વિલંબે—પરંતુ પ્રકટે ખરો, કંઈક કાળ ટકે છે પણ ખરો; અને કોઈ કોઈ બાબતનો દીર્ઘ કાળ પણ ટકે છે. પરંતુ પ્રસંગપરત્વે તેના ઉપર તેઓ અંધારપીછોડો ઓઢાડી શકે છે. અને તેથી જેની સાથે તેમણે અનુરાગ સેવવો ધાર્યો હોય તો તે અનુરાગ પ્રકટાવી અને નીભાવી શકે છે. પ્રસંગ આવ્યે કડવું સત્ય અથવા અપ્રિય સત્ય પણ કહે છે; પરંતુ તે ખાસ દ્વેષબુદ્ધિથી નહિ. બીજાને સુધારવાના આવેગમાં અથવા કવચિત્ પરોક્ષપણે પોતાની વિશેષતા ( સાચી, ખોટી નહિ ) સિદ્ધ કરવા કડવું સત્ય પણ બીજાને કહે છે, અને તેને ધર્મરૂપ પ્રવૃત્તિ સમજે છે. તેમનું ચિત્ત સદા ચંચલ રહેતું નથી, પણ ચંચલતાને સંપૂર્ણ ત્યજી શકયું હોતું નથી. સમય આવ્યે તેને ચંચલ બનતાં વિલંબ નથી થતો. ક્રોધ તેઓ કરે છે, છતાં તેના ઉપર તેમનું અંકુશ હોય છે, તેમનામાં ભક્તિપ્રધાનતા હોવા છતાં કર્મ અને જ્ઞાનતરફ પણ પ્રીતિ અને પ્રવૃત્તિ હોય છે. રજોગુણી ઉપાસકોનાં થોડાં આ લક્ષણો; હવે તેમના અનુભવો:

તેઓ સગુણ સાકાર ધ્યેયની ધારણા કરી શકે છે. ધ્યાનપ્રતિ તેમની ગતિ હોય છે. માયાના પાશમાં પ્રસંગે આવી જાય છે ત્યારે ઇષ્ટની પ્રાર્થનાવડે તેની નિવૃત્તિ થતી તેમને અનુભવાય છે. માયાના મહિમાને અનુભવે છે, પણ તેમાં તરતાં તરતાં તેઓ ડોકાને માયાના જળથી ઉંચું રાખી શકે છે. પ્રભુના ઐશ્વર્યરૂપ માયા છે, એમ તેઓ સમજે છે. અંતઃકરણ પ્રસંગે અત્યંત ઉછળે છે, તેમ પ્રસંગે શાંતિને પણ અનુભવે છે. બહુધા તેઓ સતરંગ—ચેષ્ટાયુક્ત—આનંદના ભોક્તા હોય છે. સર્વ વસ્તુના સ્વરૂપને જાણવું એ તેમનું પ્રાપ્તવ્ય હોય છે. તેઓ આત્મવિકાસના જ્ઞાતા—અનુભવી—હોય છે.

ત્રીજા તામસ ઉપાસનાવાળા તામસી સાધકો તમોગુણને ધારણ કરવા છતાં, પ્રસગે તેની વિષમતા સમજે છે. અને તેના જયની અધિક ઇચ્છા અને કવચિત્ પ્રવૃત્તિ પણ કરે છે. તમોગુણી આહાર-

વિહાર કરવા છતાં રજોગુણી આહાર વિહાર-પ્રતિ તેમનું અધિક વ-લણ હોય છે. ચિકિત્સાબુદ્ધિથી તેઓ જેને તેને જુએ છે. જે ઉચ્ચ જણાય તેને ન્યાયબુદ્ધિથી ધન્યવાદ આપે છે. અયોગ્ય જોતાં, ભલે તે દોષ પોતાનામાં હોવા છતાં, પારકાની તે સખત ટીકા કરે છે. જો કે તે ટીકા કેવલ દોષમાટે જ હોય છે, છતાં કવચિત્ અંગત પણ થઇ જાય છે. તેમ છતાં નિષિદ્ધ દ્વેષબુદ્ધિનો તો તેમાં પણ અ-ભાવ હોય છે. સામાને ઠીક લાગે વા અઠીક, પણ તેમણે જે કહેવું ધાર્યું હોય છે તે બીજાને કહે છે. જો કે વિનયવિવેકનો સામો મનુ-ષ્ય ભંગ ન કરે ત્યાં સુધી તેઓ કરતા નથી. સત્યાસત્યનો તેઓ વિવેક કરી જાણે છે, પણ સમય આવ્યે બંનેનો ઉપયોગ કરવા લલ-ચાઇ જાય છે; જો કે બનતા સુધી અસત્યને ત્યજવાની ઇચ્છાવાળા હોય છે, કોઇનું અશુભ કરવા નિમિત્ત તેઓ અસત્યને આદર કરતા નથી. પોતે નિર્ણય કરેલા સત્યને સાબીત કરવામાટે જેટલા બને તેટલા બુદ્ધિવાદ ચલાવે છે. પ્રત્યક્ષ દૃષ્ટાન્તના તેઓ ખાસ હીમાયતી હોય છે. જેનો પ્રત્યક્ષ પ્રભાવ અત્યંત, તેનું સૂક્ષ્મ સામર્થ્ય પણ અત્યંત એવું સ્વીકારનાર હોય છે. તેમનાથી નિષિદ્ધ પ્રવૃત્તિ થવા છતાં તે માટે પશ્ચાત્તાપ કરતા હોય છે, અને તોપણ જગતની દ-ષ્ટિએ તો પોતાને શુદ્ધ બતાવવા પ્રયત્ન કરે છે. પોતાની ભૂલ પોતે સમજવા છતાં પ્રસંગે તે ટાળવા યત્ન કરે છે, અને પ્રસંગે ભૂલને ભૂલરૂપે સમજી બેસી રહે છે. અનેક વાસનાઓનો તેમનામાં ઉદય થાય છે, છતાં કેટલીક વાસનાના બળને દબાવવાને પણ તે સમર્થ થાય છે. તેમનું બળ મર્યાદિત હોવા છતાં પ્રસંગે બહુ જ્વાલંતરૂપમાં પ્રકટી નીકળે છે, અને તોપણ દોષને દોષરૂપે જાણવા છતાં તેનો તેઓ સ્વીકારી કરી રહ્યા હોય છે. તેઓ સંસારના રાગી છતાં પ્રસંગે વિરાગની વાતો કરવામાં રસવાળા હોય છે, અને વાતોદ્વારા કદાપિ વિરાગની થોડી લહેજત લઇ પણ લે છે. પણ તે પાછી જ-લદી જતી રહે છે. તેમથા વૃત્તિ વ્યવહારની સાથે નિત્ય ગડમથલ કરતી હોય છે. તેમના અંતઃકરણના એક કિનારાઉપર ગુણોએ પડાવ નાખ્યો છે, બીજા કિનારે દોષોનો જમાવ થયો છે. પ્રસંગે બંનેનું યુદ્ધ થાય છે. અને દરેક પક્ષ કવચિત્ કવચિત્ જીતે છે; જે લગભગ સમપ્રમાણમાં પણ કવચિત્ હોય છે. તેમનામાં પડેલા માયાના સંસ્કારો કાગળઉપર પેન્સીલથી લખેલા અક્ષરોજેવા નથી હોતા,

પણ ત્રાંબા પીતળઉપર ટાંકણાથી કોતરેલા અક્ષરજેવા હોય છે. તેમ છતાં તેને ટાળવાને કાનસ ઘસવાનો પ્રયોગ પણ તેઓ કરતા હોય છે. દુર્ગુણો—દોષો—પ્રસંગોપાત્ત તેમને વળગવા છતાં, સદ્ગુણો-પ્રતિ જ તેમનો અંતરથી તો પક્ષપાત હોય છે, ગુણના જ પ્રશંસક અને પૂજક હોય છે. અન્યાય અનીતિને તેઓ નિંદ્ય ગણે છે, પરંતુ કોઇ વખત સ્વાર્થ તે નિશ્ચયમાં શિથિલતા પ્રકટાવે છે, છતાં તેઓ શૂરા હોય છે. અને ક્વચિત્ ધાર્યું પણ ન હોય તેવું વીરત્વ દાખવી આંતર શત્રુનો જય કરે છે. માયાના સમુદ્રમાં તેઓ ડુબકી પણ મારે છે, તોપણ પુનઃ બહાર ડોકું કહાડતા જણાય છે. ચિત્ત ચંચલ છતાં પ્રસંગે સન્નિશ્ચયાદિને તેઓ સહજમાં ધારણ કરી લે છે. તમોગુણીનાં આ ઝાંખાં લક્ષણોઃ હવે તેમના પણ અનુભવો.

તમોગુણી ઉપાસકો બાહ્ય સાધનોમાં આનંદ અનુભવે છે. ઉપાસનામાં બાહ્ય સાધનોને મહત્વ આપીને તેને સાથે રાખી તે ઉ-પાસના કરે છે. તે ધારણાની સિદ્ધિ પણ અનુભવતા હોય છે. ધ્યા-નમાં પણ ધ્યેય પ્રકટાવવા મથતા હોય છે, ક્ષણમાં આ ક્રમ, ક્ષણમાં તે ક્રમ, એમ તેઓ સાધતા છતાં કંઇ કંઇ અંશમાં પણ આગળ પગલું ભરતા હોય છે. તેઓ ઉપાસનાસંબંધમાં સંતોષ અસંતોષ બંને પ્રસંગોપાત્ત અનુભવે છે. જીવત્વનું અનુભવવડે અને મુક્તત્વનું કલ્પનાવડે પણ આસ્વાદન કરી લે છે. ઉપાસ્યમાં અપૂર્વ પ્રીતને અંગે તેમની ક્ષણિક ઝાંખી કરે છે. બલવાન્ પ્રયત્નના અવાધએ ઉત્તમ અનુભવો પણ પ્રસંગે કરે છે. આનંદ, વિષાદ, આદિ બંનેને ભોગવવા છતાં પરિણામે ભોગની અધિકતા તો જે શ્રેષ્ઠ હોય તેની જ કરે છે. સ્વલ્પમાં તમોગુણીનું આ સ્વરૂપ.

કેટલાક ઉપાસકોમાં એ ત્રણે ગુણો ન્યૂનાધિક પ્રમાણમાં પ્રવ-ર્તતા હોય છે, તેથી તેના પ્રમાણમાં તે તે ગુણના ધર્મો તેમનામાં પ્રતીત થાય છે. આથી વિવેકી ઉપાસકે વ્યામોહ ન પામતાં પોતા-નામાં પ્રકટતાં લક્ષણોને જોઇ તે જો તામસ જણાય તો તેને રાજ-સમાં પલટવાં અને રાજસ જણાય તો તેને સાત્ત્વિકમાં ચઢાવવાં. સાવધાન ઉપાસક, પરમ સાત્વિક બનતાં સર્વાર્થની સિદ્ધિ કરી શકે છે.

જે કોઇ પણ પ્રકારની ઉપાસના નથી કરતા તેના કરતાં મંદ પ્રમાણમાં પણ ઉપાસનાના શુદ્ધ માર્ગે વહેનાર અનેક રીતે ઉચ્ચ છે. ઉપાસનાહીન પુરુષોનાં લક્ષણો બહુ અધમતાવાળાં હોય છે, તેવી વિવેકી પુરુષે શુદ્ધ ઉપાસનાના ક્રમને પામી તે સાધી કૃતકૃત્ય થવું એ જ હિતકર છે.

॥ ॐ श्रीं

# कीर्तनो.

## स्तवन.

પદ ૧. ) ન્યારી સ્થિતિ આ વિશ્વમાં, એ લય. )

જય જય પરાત્પર પૂર્ણ, પરમ, અનન્ત, ચિદ્દ્ઘન બ્રહ્મ ૐ
જય વ્યાપ્ત સચરાચર, નિરંતર, મહત્તર, પરબ્રહ્મ ૐ
જય સુપ્રસન્ન, સ્વપ્રસન્ન, પ્રકટ જય પ્રચ્છન્ન ૐ
જય સંજીવન, જય જય નિરંજન, સ્વસંકલ્પોત્પન્ન ૐ
જય સમુલ્લાસિ, વિશ્વવાસિ–વિલાસિ, મુર્દ્ધનિવાસી ૐ
જય સ્વપ્રકાશિ, સ્વાભિલાષિ, નિપાશિ. જય અવિનાશિ ૐ
જય પરમપિયૂષપ્રદાતૃ, આંતર સવિતૃ, સુખદાતૃ ૐ
જય સર્વકર્તુ અકર્તુ સંવિધાતૃ. જય ભર્તૃ ૐ

## अनात्मप्रीति त्यजी आत्मप्रीति करवा मनने प्रबोध.

પદ. ૨ ( મારી સજની તું ક્યાં રમી ચાલ્ય રજની, એ લય. )

મારા મન તું, નિજ આત્મસ્વરૂપે પ્રીતિ, પ્રિય ! જોડ જોડ જોડ.
કહ્યું માની, આ અનાત્મ પ્રીતિ હાવે, પ્રિય ! છોડ છોડ છોડ.
કંઇ જન્મોથી દશ્યોની પ્રીતિ, કરીને તે પ્રતિ ધાતું,
વિચાર કરીને સ્થિર થઇને, કેટલું સુખ જણાતું;— પ્રિય૦
અદ્યાપિ સુખ જો નવ પામ્યું તો હવે ક્યાંથી મળશે,
જે નથી જ્યાં તે શોધ્યાથી, ક્યાંથી તું તે રળશે;—
દુઃખી થઇને મુજને કરતું, શીદને તું દુઃખ ભાગી,
જેમાં સાર નથી કંઇ એવી, લગની આ શી લાગી ?;—
તુજ સુખે હું સુખી થાતો, બંધને તુજ બંધાતો,
સંબંધ તારો મારો એવો, શું નથી તુજને જણાતો ?—

અલ્પ વિષય સુખને શું ઇચ્છી, વિનાશ તારો કર તું,
અનલ્પ નિર્વિષયી સુખ શોધી, સત્વર પ્રિય ! ઉદ્ધરતું;—
બહિર્દૃષ્ટિ પ્રિય ! પલટી સત્વર, અંતર્દૃષ્ટિ થા તું,
દુઃખ માત્રને દૂર કરીને, અક્ષય્ય સુખ કમાતું;—

જગન્નાથ.

---

## पडया पोबार नहि पासा.

પદ. ૩ ગઝલ.

હૃદય—આશા ઉડી ગઇ છે, પડયા પોબાર નહિ પાસા,
નિરાશા ભાળું અંતરમાં, પડયા પોબાર નહિ પાસા.
ગયો ઉત્સાહ ને આવેગ, અંગો તો થયાં ઢીલાં,
મળી જય કોઇ કામોમાં, પડયા પોબાર નહિ પાસા.
હતી આનંદની જ્યોતિ, બુઝાઇ તે પુરી મારી,
ઉદાસીમાં જીવન જાયે, પડયા પોબાર નહિ પાસા.
અરે આ પ્રેમ ઝરણાંઓ, સુકાયાં ઉગ્ર ત્રય તાપે,
પ્રતિકૂલ ભાગ્યના પડતા, દીઠા પોબાર મેં પાસા.
અરે ઓ વિશ્વ ખેલાડી, તમે જો જાણુતા હોતો,
કહો રીત બાજી રમવાની, ( જેથી ) પડે પોબાર મુજ પાસા.
શરણ તેને સદા રહું હું, જીવન તે પર ઓવારૂં હું,
બતાવે કળ, પડે જેથી, સદા પોબાર મુજ પાસા.

श्री ज० देवी.

---

## एक परम आधार रूप इष्ट स्मरणने जाणी तेने सेववा सद्बोध.

પદ ૪ ( બોલોને કંથ કોડામણા રે; એ લય )

ગાઇએ ગુણો હરિ નામના રે, બીજા તડાકા શા કામના,
દર્શનીયાં સુંદર શ્યામનાં રે, બીજાં બધાનાં તો નામનાં.
પુંજો પ્રજાળે પાપ કેરા પ્રભુ એ, બાળી મુકે બધી કામના રે; ગાઇએ૦
પ્રભુનાં સ્મરણ એ તો, સાધન ધનવાળાં, બીજાં છે કુટી બદામનાં રે,
ગાઇએ.
પ્રભુના શરણ વિણુ સાચું આ વિશ્વમાં કયાંહિએ ઠેકાણું કે ઠામના રે,
ચિત્ત—વૃત્તિ જો જાય બીજે તો રોકજો, એ તો ઘરાક છે કામના રે;
ગાઇએ૦

આજ સુધીમાં કહો, તેથી વળ્યું શું, માર્યા ગપાટા આખા ગામના રે;
ગાઇએ૦
ચેતી હવે ઝટ થાવું સઉ પહેલાં, ગુલામ પ્રભુના ગુલામનારે; ગાઇએ૦
સ્મરીએ પ્રભુને માત્ર પ્રેમ વડે, ચિંતન,-છોડીને બીજાં તમામનાં રે;
ગાઇએ૦
જ્યારે ત્યારે એક નરહરીનાથ છે, ઠેકાણું અંતિમ મુકામનાં રે; ગાઇએ૦

---

## मायापटना निवारणार्थे हृदयज्योतिप्रति आत्मनिवेदनपुर्वक पतंगवृत्तिनी प्रार्थना.

પદ ૫ (શું કહું કથની મારી રાજ, એ લય.)

હૃદયજ્યોતિ મનોહારિ ! પ્રાણુ ! હૃદયજ્યોતિ મનોહારિ !
રમ્ય પ્રભા શી તારી પ્રાણુ ! હૃદયજ્યોતિ મનોહારિ !
પટ ઘુંઘટસમ સુંદર તુજને, રહ્યો છે જો કે છુપાવી,
વાયુ વગે પણુ ચલિત થતાં પટ, કિરણુ હુંપર પડે આવી; પ્રાણુ !
હૃદય ડોલે તે ક્ષણુ આનંદે, મદ કંઇ ચિત્તપર ચઢતો,
પણુ ત્યાં તો મુજ હૃદય વિદારક, પર ઝટ આવી પડતો; પ્રાણુ !
હૃદય સ્થિતિ હું પતંગની તે ક્ષણુ, શું વર્ણું મુખથી,
અતિ વ્યાકુળ થઈ રહું હું તુજ, વિયોગ કેરા દુઃખથી; પ્રાણુ !
પ્રાણુ ગયા કે આ ક્ષણુ જાશે, એવી સ્થિતિ મુજ થાતી,
પ્રાણુ ગયાનું પણુ કંઇ દુઃખ ના, જો હું તુંમાં શમાતી; પ્રાણુ !
વળી જો રામ કે અંતર જ્યોતિ ! અદ્‌ભુત કિરણુ કંઇ તારૂં,
ઇચ્છું ક્યારે શમી જઇ તુજમાં, મુજ અંતરને ઠારૂં; પ્રાણુ !
પણુ નભો મંડળની વિજળી—સમ, તું પણુ અસ્થિર ચમકે,
હૃદય ચિરાતું તે જોઇ અંતર. શાંતિ સ્થિરતા ન પ્રકટે; પ્રાણુ !
વિનવું આતુર હૃદયે, જ્યોતિ ! લે તુજ પટને હઠાવી,
પ્રકાશ નિશ્ચય સુખકર સુંદર, અખંડ રહે પ્રકટાવી; પ્રાણુ !
વિહ્વલ પ્રેમે આવી ઝંપલાવું. જેથી હું તુજ માંહી,
તુજરૂપ થઈ રહી આનંદું તુજ—વિષે અખંડ શમાઇ; પ્રાણુ !

चु. ज. ओझा.

---

## તત્ત્વવિચારે નિર્ભય વિચરવા સદ્બોધ.

પદ. ૬ ( અભયમાં મ્હાલું રે, એ લય. )

અભયમાં મ્હાલો રે, પરિતાપ ત્યજી આ ઠાલો.
દૃશ્ય નથી તો દૃશ્યનું ચિંતન, શાને ચિત્તમાં ઘાલો.
રજ્જુને શીદ માનો ભ્રમથી, સર્વ ભયંકર વ્યાળો.
જોવાનું નવ જોતા શાને, નવ જોવાનું ભાળો.
દુઃખ માત્રનું કારણ ભ્રાંતિ, સ્થિર થઇને ન્યાળો.
દુઃખ ક્લેશ ભય લેશ ન જગમાં, મિથ્યા શીદ બાળો.
સુખ ધન અભયપ્રદ આત્માપ્રતિ, વૃત્તિને વીર ! વાળો.
અખિલ વિશ્વના સ્વામી છતાં શીદ, દીન બનીને ચાલો.
અહંબ્રહ્મ વહી ક્લેશ સકળને, આત્યંતિક પ્રજાળો.
દૃશ્ય ચિંતને સત્ય કહું છું, દુઃખને નહિ કદી ટાળો.
અખંડ સ્વરુપાનંદે બંધુ ! દિન રાત્રિને ગાળો.
પરિપૂર્ણ નિર્ભય થઇ આપે, સ્વરૂપે વાસો ઢાળો.

જગન્નાથ.

---

## બ્રહ્મજળમાં મનમીનને અવગાહન કરવા કથન.

પદ ૭ ( પદ્માકર પ્રિય પા, એ લય. )

બ્રહ્મજળે જરી ન્હા, ઓ મનમીન ! બ્રહ્મજળે જરી ન્હા.
સભર ભર્યાં જો ! દશ દિશ કેવાં ! છલક છલક થાતાં: ઓ૦
એ પાણીડાંમાં કંઇ ન્યારાં, ચેતન તરવરતાં; ઓ૦
લીલ રહિત એ સલિલ તણી જરી, જો તો ગંભીરતા; ઓ૦
રૂપ રંગથી રહિત છતાં પણ, શી એની પ્રભુતા ! ઓ૦
ટાળી મલિનતા અણુ અણુની એ, આપે ઉજ્જવલતા; ઓ૦
જરીક ડુબીને જો તુજ અંતર, શા અનુભવ થાતા, ઓ૦
મીનપણું તુજ વિખરાઇ જાશે, એમાં નિત્ય ન્હાતાં; ઓ૦
સ્વયં તું અંતે જલરૂપ બનશે, શાં તુજ ભાગ્ય અહા ! ઓ૦

## પ્રભુને વિનીત પ્રાર્થના.

પદ ૮ ( મારા પ્રીતમ પ્રાણધાર ક્યાં છૂપ્યા રહ્યા, એ લય ).

મારા જીવનના આરામ, શાંતિ લહાવજો,
આપી આપ અંકે વિશ્રામ, થાક શમાવજો.
હાડ ભાગ્યાં ફેરામાં ફરી,
મનપણ હાર્યું દુઃખે મરી,
ગળીયા બળદસમ બેઠું છે, તેને ચલાવજો; મારા.
વિષયદુઃખે વૃત્તિ થઈ દુઃખી,
રસહીન બની રહી છે લુખી,
મૃતવત્ જીવનમાં નવજીવન લાવજો; મારા.
મારૂં ન બળ કાંઇ ચાલતું,
કોઇ ન સુખપ્રતિ વાળતું,
મારા દુર્ભાગ્યને બે ડગ પાછું હઠાવજો; મારા.
બીજી ઇચ્છા ન પ્રભો ! હવે,
શરણે રાખી સદા આ ભવે,
આયુષ્ના અવધિએ સ્વરૂપે વિલાવજો; મારા.

શ્રી જ૦ દેવી.

---

## અરે ઓ વાલમા મારા.

પદ. ૯ ગઝલ.

ઉંડા અંતર તણા વાસિ ! તને આજે નિહાળ્યો મેં,
ઉઘાડી દ્વાર અંતરનાં, અરે ઓ વાલમા ! મારા
પરાવાસિ ! સહજ શોધ્યો, પરાવાણી વિષે આવી,
છૂપાઈ ક્યાં હવે જાશે, કહેને વાલમા ! મારા.
ત્રિવેણીના તટે રમતો, ઓચીંતો હાથ આવ્યો તું,
હવે પાયા વિના અમૃત, જવાય ના વાલમા ! મારા.
છૂપેલા દિવ્ય પદ્મે મેં, મધુકર થઇ તને ચુગ્યો,
રહીશ મુર્દ્ધા વિષે હું તો, કમલમાં વાલમા ! મારા.
રહો અદ્યાપિ તું મારા વિષે સહેજ છૂપાઇને,
હવે તુંમાં લપાઇ હું, રહીશ ઓ વાલમા ! મારા.

શ્રી જ૦ દેવી.

---

## यथार्थ इष्टस्मरण सर्व प्रकारनुं सामर्थ्य आपनार छे.

પદ ૧૦ ( મિથ્યા વિષયો વિષે રમનારારે, એ લય. )

ભાઇ ! બોલ બોલ બોલ ગુરુરાયારે, થશે શુદ્ધ તુજ હૃદય ને કાયા,
જેણે ગાજી ગાજી ગુરુગુણ ગાયારે, તેનાં આજસુધી નામ છે ગવાયાં.
ગુરુતણા નામમાંહી રહી છે છૂપાઇ કાંઇ, અલૌકિક મોહિની-માયા,
પ્રેમવડે નામસ્મરણ કરતાં નિકટ પ્રભુ, રહેશે થઇ પ્રેમના બંધાયારે;–
ઉગ્ર ભાવ ધારી નામ લઇશ તું પ્રભુનું તો, કંપશે બ્રહ્માંડકેરા પાયા,
દેવો-ત્રિલોકતણા સ્વામી પણ યાચશે, તારી કરુણાની છાયારે;–
આજ્ઞાકારક ભાવ ધારી વૃત્તિમાં જો, પ્રભુનામશબ્દ તેં સંભાર્યા,
ભલભલા સમર્થ પણ જાણ તારી પાસે, આવશે ગભરાયા-ગભરાયારે;–
ધન-વૈભવાદિની ઇચ્છાથી પ્રભુતણાં નામ જો તારાથી લેવાયાં,
અનન્ત-અપાર વૈભવો ક્ષણ એકમાં, જાણ તારે ચરણે રોળાયારે;–
વશ કરવાને તું ધારીને, પ્રભુસહ, (જો) ચિત્ત-વૃત્તિ તારાં જોડાયાં,
તુજને વશ થઇ ન રહે એવા ત્રિલોકીમાં, છે નહિ કોઇ માડીજાયા;–
સાચા સ્મરણવડે એકવાર પણ જો તેં, નિજ વશ કર્યા વિશ્વરાયા,
(તો) તારી આ ભ્રૂતણી અણીના ફરકવામાં, જાણ સઉનાં હિત-અહિત
શમાયાંરે;–
એક વાર આગ્રહથી-ભાવથી ભજીને તેં, ચિત્ત જો પ્રભુનાં ચળાવ્યાં,
જાણજે પછી તો આ સંસારમાં સદા, સૌ વાતે ગંગા નાહ્યા રે;–

---

## जीवनरथने योग्य मार्गे प्रेरवा श्रीकृष्णरूपे इष्टनी स्तुति.

પદ ૧૧ ( આંખ વિના અંધારૂં રે, એ લય. )

કૃષ્ણ ! જીવનરથ હાંકોરે, સદા અમારો કૃષ્ણ ! જીવનરથ હાંકો.
નેતા થઇ રથપર ચઢશો, આપ જો રાશ પકડશો,
તો રથ વહેશે ન વાંકો વાંકોરે; સદા૦
અર્જુન
પાંડવરથ કૃષ્ણ બનીને, હાંકયો રણમાં નિજ ગણીને,
દર્શાવ્યો લેશ ન આંકો, આંકોરે; સદા૦
આજે નરહરિરૂપે થઇ; અમારા જીવન-રથને વહી,
રંગ અમારો રાખો, રાખોરે; સદા૦

અમ જીવન રથપર રહીને, નિર્ભયપદ અમને દઇને.
અમમાં બળ અપૂર્વ નાંખો, નાંખો રે; સદા०
સામ્રાજ્યનું સુખ ચખાડો, અમ યશ–દુંદુભિ વગાડો,
જયન્તીજીવન જય દાખો દાખોરે; સદા०
શ્રી. જ० દેવી.

---

## मुर्द्धामां ध्यानवडे स्थिति करवा प्रबोध.

પદ ૧૨ ( ગરુડ ચઢી આવજો ગિરધારી, એ લય.)

ગગન ચઢી ગાજજો નરનારિ ! એ તો વાસ્તવભૂમિ તમારી, ગગન०
નીચે ઠરી રહ્યો કચરો જીવત્વનો, ત્યાં ન અનુભવ થાતો શિવત્વનો,
શિવપદ અનુભવવા વિચારી; ગગન०
નિત્ય નીચા પ્રદેશે રહ્યા થકી, આવે નીચત્વ અંતરમાં નક્કી,
ગુરુશરણવિમાનને ધારી; ગગન०
ત્યાં તો દિવ્ય ભોગો–દિવ્ય યોગ છે, જ્યાંથી પ્રભુનો કદી ન વિયોગ છે,
વ્યાપી જ્યાં કાંઇ અજર ખુમારી; ગગન०
ત્યાં છે આનન્દકેરો પરાવધિ, સુખ શાંતિ અમૃતનો મહોદધિ,
એ છે ઉન્નતિકેરી અટારી; ગગન०
ત્યાં ત્રિતાપ ત્રિકાલ ત્રિપુટીના, ત્યાંથી દર્શન થાય ત્રિકૂટીનાં,
જો જો તેમાં ત્રિનેત્રને ધારી; ગગન०
દ્વેષ–ક્લેશ જ્યાં લેશ ન વ્યાપતા, જ્યાં અશેષ મહેશ વિરાજતા,
તેના પદના થવાને વિહારી; ગગન०
નરહરિપ્રભુશરણ સ્વિકારીને, જાઓ ત્યાં દિવ્ય ધ્યાનને ધારીને,
તમે તો છો ત્યાંના અધિકારી; ગગન०

---

## आंतर नादनो अनुभव.

પદ. ૧૩ (જોયું મેં તો મારૂં સ્વરૂપ સુખધામ, એ લય.)

મીઠી મીઠી બંસી બજાવે મારો શ્યામ,
ઘેલી ઘેલી થાતી જઉં વેંલી ત્યજી શુણવા; મીઠી०
વૈખરી, મધ્યમા, પશ્યંતી ભેદી, સ્વર આ થતો જે પરા કેરે ધામ,
તેમાં હું નાદે–સ્વાદે તન્મય કરી દઉં પ્રેરીને રસથી આ ઇન્દ્રિયગ્રામ;–

સઘળું જડ ચેતનતા પામ્યું, છેડતાં મુરલીને શ્રી ઘનશ્યામ,
અહં ઇદં ત્વં પૃથક્ વિલાયું, અળપાયું સહજે આ રૂપ અને નામ;—
વૃત્તિ એ નાદમાં લુબ્ધ બની કંઇ, લીન બની, તજી કાર્ય તમામ,
સ્વર અને સ્વરતણા પ્રેરકમાંહિ, ધરી એકરૂપતા પામી વિરામ;—
મધુર કૃષ્ણ વળી મધુર કૃષ્ણ ધ્વનિ, મધુર ઉંડાણનું દૈવી ધામ,
મધુરી મધુરી કંઇ મુરલી એ સુણતાં, સહજે બની રહી હું આત્મરામ;—

श्री. ज. देवी.

---

## प्राप्तजीवनक्रम करतां उच्च जीवनक्रममां वहेता साधकोप्रति कथन.

પદ. ૧૪ (રાણા અચો વતન તે પાંજે, એ લય.)

બંધુ! બદલો જીવન ક્રમ હાવે,
આજસુધી બહુ ખાધું પીધું, આજસુધી કહ્યું તેનું કીધું;
તોયે મન ન ધરાયું પીવે—ખાવે? બંધુ.
દૃષ્ટિ રમાડી બહુ રૂપ વિષયમાં, બુદ્ધિ ઘટી અને વાધ્યા વયમાં,
તોયે એનું એ નયને શું આવે? બંધુ.
હાવે તો કાંઇ પ્રભુને ભજીએ, દુઃખ પડે બહુ તોપણ હજીએ;
સાન આવે ન આટલા ધાવે? બંધુ.
બહિર જતા, હવે પાછા ફરીએ, નિર્વિષયી બનવા ઉર સરીએ.
વિષયો છો ને લલચાવે; બંધુ.
સાધનમાં જો ન વધીએ હાવે, હજી પણ મન ઠેકાણે ન આવે,
તો?—(એ) વિચાર મને કંપાવે; બંધુ.
માનો તો હાવે તો સારૂં, નહિ તો છે પરિણામ નઠારૂં,
હું તો કહું છું બંધુ ભાવે; બંધુ.

---

## श्री इष्टप्रति दीन प्रार्थना.

પદ. ૧૫ (શું કહું કથની મારી રાજ, એ લય.)

બગડી બાજી મારી નાથ! બગડી બાજી મારી.
આપ વિણ કો દે તે સુધારી, નાથ! બગડી૦
સ્નેહી સંબંધી અર્પશે સુખ એ આશ હતી ઉર ભારી,
અધવચ ચાલ્યા તે સઉ છોડી, અર્થ ન કો મુજ સારી, નાથ!

જાણ્યું હતું મેં સંપત્તિને, શાંતિની દેનારી,
પણ અળપાતાં ઉલટી થઇ છે, માનસ બળની ખુવારી; નાથ !
જનસંગતિ મેં ઉત્તમ માની, સેવી પ્રીતિ ધારી,
પણ તે નીવડી મુજ સત્સંસ્કારો લૂંટી લેનારી; નાથ !
મર્મ ન સમજ્યા વિણ વિદ્યાને, મેળવી થઇ અવિચારી,
સઉ સાથે વધ્યું ઉલટું લઢવું, વૃત્તિ વિવાદે ઉતારી; નાથ !
સર્વ વિનાશી વસ્તુને મેં, જાણી સદા ટકનારી,
મેળવીને તે મદમાં છકી મેં, આપને મૂક્યા વિસારી; નાથ !
ભૂલી ભરોસે, હું મારામાં, થઇ હું મને ઠગનારી,
મેં માન્યું હું જાઉં ઉંચે પણ, થઇ નીચે પડનારી; નાથ !
અંતરની આ હાય શુણી પ્રભુ ! કરૂણાદષ્ટિ પ્રસારી
અનુગ્રહ કરી હિત મારૂં સાધો, હું તો તમારી-તમારી, નાથ !

શ્રી જ० દેવી.

---

## इष्टदर्शनासक्त वृत्तिनां ते दर्शनना अभाव विलाप.

પદ ૧૬ ( વહાલો જોયો મેં પણે છૂપેલ, એ લય ).

શુણું ક્યાં હું વહાલાનાં એ વેણુ,
બહાવરી બની છું પ્રભુવિરહે; શુણું૦
વાણી મધુરી ચાલ્યો શુણાવી,
ચઢાવી પ્રીતિનું ઘેન રે; શુણું૦
ઝાંખી દઈ કંઇ ફરી ન જણાયો,
સૂઝયાં રડીને આ નેણ રે; શુણું૦
સૂકાઈ ચાલ્યાં જીવનકેરાં,—
આનન્દ-રસનાં વહેણ રે; શુણું૦
આ દિશમાં પાછું ફરી ના જોયું.
થાકી કહાવી કહેણ રે; શુણું૦
અંતરપાત્ર આ વિરહથી ફાટયું,
પ્રભુવિણ કો મૂકે રે'ણ રે; શુણું૦
આવજો વહેલા વાલમ ! વહેલા,
દાસી રટે દિન રેણ રે; શુણું૦

શ્રી જ० દેવી.

---

## मोहनिद्रामां पडनार मनुष्यने जाग्रत थवा उपदेश.

પદ ૧૭ ( ક્યોં સ્વરૂપમેં મ્હોતા નહિ, એ લય. )

ક્યોં નિંદમેં સોયા કરે, કછુ જાગ બંદે જાગ તું.
યે સત્ય શુદ્ધ નિંદ હય, યે અર્ક[1] નહિ અરવિંદ[2] હય,
ના યે ફરિસ્તા યે ઝીંદ હય, ઉસસેં નહિ અનુરાગ તું ક્યોં૦
યે નિંદ જડતા લાયગી, સબ સત્ય ભાન ભુલાયગી,
ફિર વો કભી ન વિલાયગી, અબસેં ઉસીસેં ભાગ તું; ક્યોં૦
યે જીવન–જ્યોત બુઝાયગી, અંધેરમેંહિ ભમાયગી,
સુખસેં કભી ન મિલાયગી. બસ ત્યાગ–ઉનકું ત્યાગ તું; ક્યોં૦
યે મોહ નિદ્રા દુષ્ટ હય, ઝટ ગ્રહણ કર લે વિરાગ તું; ક્યોં૦
નરહરિ પ્રભુ સંભાર લે, સબહી મમત્વ વિસાર લે,
ફિર દિવ્ય સ્વરૂપ નિહાર લે, અંતર–બહિર સબ જાગ[3] તું ક્યોં૦

---

## याचना.

પદ ૧૮ ( ન બોલીએ વાણી, કડવાશભરી, એ લય. )

કંઇ દીજીએ, અનુપમ ભેટ આજ દીજીએ,
કંઇ રીઝીએ, દરિદ્રી ભક્તપર રીઝીએ; કંઇ૦
કકળાટ શુણી આ માગણુનો ન ખીજીએ,
બેડો પાર થાય એવું દેવા વૃત્તિ કીજીએ,
દો ભેટ દયા લાવી, હું આપની કહાવી,
તેપર કરુણાથી ભીંજીએ; કંઇ૦
હું રંકકેરૂં કંઇ ભક્તિમય પીજીએ,
મુજને દેવામાં કૃપાલુ ! ન બ્હીજીએ,
છું મન્દ અધીકારી, પરંતુ લહી તમારી,
માગ્યું દેવાને શરણુ લીજીએ; કંઇ૦

**श्री ज० देवी.**

---

૧. આકડો, ૨. કમલ, ૩. જગાએ.

## અંતઃકરણની સ્થિતિનું સત્ય કથન કરનાર સાધકોના ઇષ્ટભાવિ વચનો.

પદ. ૧૯ ( છાના રે, બધું જાણી મૂક્યું છે એ લય. )

આ તે શો પ્રભુ ! ઢંગ અમારો,
ઢંગ અમારો, કંઇ રંગ જ ન્યારો; આ તે.
મ્હોડે કહીએ: પ્રભુ અમે ભજીએ,
ઉર જૂદો જ તરંગ અમારો, આ તે.
બહારથી બતલાવીએ નમ્રતા,
(પણ) જબર ઉરે અહંતંગ અમારો; આ તે.
ઉપરથી કહીએ, વિષય ખોટા પણ,
તેનાથી છાનો પ્રસંગ અમારો; આ તે.
નિર્મમતાની વાતો કરે પણ,
અભિમાની બડો નંગ અમારો; આ તે.
લાખ કહે પણ, પૈ છોડે ન જીવ,—
શંખજેવો, અડબંગ અમારો; આ તે.
આપ કૃપાવિણ કેમ કરી પ્રભુ !
કાશી જશે આ સંઘ અમારો. આ તે.

---

## ઊર્ધ્વ પ્રદેશમાં વિહાર કરવા પ્રવૃત્ત આત્મારના ઉદ્‌ગાર.

પદ ૨૦ ( જગતના સઉ જીવો કરતાં, એ લય. )

વિનાશી ને વિલાસી આ, જગતને છોડી જાવું છે,
અમર દેશે વિરાજીને, અમર પદમાં શમાવું છે,
અમારે સ્થૂલ ભોગોની હૃદયની વાસના ત્યાગી,
અજર ભોગો–તણા યોગો, કરી ઉરમાં રીઝાવું છે.
વિવિધ રસની ત્યજી પ્રીતિ, વિષય રસના તણો જીતી,
નિરંતરની ક્ષુધા ટાળે, અમારે એવું ખાવું છે; વિનાશી.
મલિન આનંદના કુંડો, ત્યજી અમ રાજહંસીને,
પ્રભુ આનન્દ માનસરે, બની મહામસ્ત નહાવું છે:
તમારી હોય ઇચ્છા તો, અમારી સાથમાં ચાલો,
તમોને તે જ દેવું છે, અમારે જે કમાવું છે. વિનાશી.

શ્રી. જ. દેવી.

---

## ઇષ્ટમાં નિમગ્ન ચિત્તના ઉદ્‌ગાર.

પદ. ૨૧ (પગનો ઝાંઝર ઝમકાર, શું શું શુણાવે. એ લય.)

મેરે માલિકમેં મેરા દિલતો દિવાના,
વો મેરા દિલદાર યહી આલમમેં અજબ અમીર,
જીસકી અમીરી દેખકર મેં, હો ગયા ઉનકા ફકીર; મેરા૦
વો મેરા દિલદાર હેં જિસપેં, હો કે મેં આશકમંદ,
પલભર દેખન લગા પીયારા, હો ગયા મેંહિ અંધ; મેરા૦
ઉનકે હિરદેમેં બયઠનેકા, મેંયને કીયા બિચાર;
ઉસી બખ્ત મેરે હિરદેમેં, ઘુસ ગયા વો દિલદાર; મેરા૦
મેરે હિરદેમેં બયઠકે વો, મુઝકો ઉસ માશીક;
બના રહા યહ, ક્યોં ઓ યારો! કરતા હય ના ઠીક! મેરા૦

---

## ધ્યાનસ્થ વૃત્તિને સહસા ઇષ્ટ સાક્ષાત્કારના પરિણામે થયેલા અભેદાનુભવનું કથન.

પદ. ૨૨ ( વશ કીધો તેં વીર મારો; એ લય. )

જેણે ચોર્યાં ચિત્ત હજારો, સખિ ! એ મુજ કામણગારો.
જેની આંખ તણો અણુસારો, મુજને કંઇ કંઇ કરનારો.
એક સમય નિદ્રામાં હતી જ્યાં, કોણ જાણે શું કરી દીધું.
આંખલડી મુજ ઉઘડી ગઇ ત્યાં જોઉં તો એણે હસી દીધું, જેણે૦
ક્ષણભર તો હું ચકિત બની કાંઇ, શકી ન બોલી–ચાલી,
હૃદયનું મંથન કરતા મીઠી, પ્રેમની દીક્ષા આલી; જેણે૦
પૂછ્યુંઃ શી ઇચ્છા છે, પણ સઉ, ઇચ્છા ગઇ શમાઇ,
રસાળ દષ્ટે નીરખતાવિણ, કહી ન શકી હું કાંઇ; જેણે૦
ચતુર ગયા એ ચેતી મુજને, ભુજભર ભાવથી ભેટયા,
તેમની સાથે ભેદપણાના, ભાવો સર્વ સમેટયા; જેણે૦

---

## अमारे आववुं क्यांथी.

### પદ ૨૩ ગઝલ.

દીવાલો વજ્રની ભેદી, અમારે આવવું ક્યાંથી.
ઉલ્લંઘી ખાડીયો ઉંડી, અમારે આવવું ક્યાંથી,
તમારા સ્થાનનો કહોને, અમોને માર્ગ તો કોઇ,
વિષયનાં બાણુ છૂટતાં તે બચીને આવવું ક્યાંથી.
બતાવો ગુપ્ત સુરંગો, રચેલી આપની કોઇ,
ભેદી જીવત્વનો કિલ્લો, અમારે આવવું ક્યાંથી.
અમારા હૃદયના ભાવો, અમારી ઊર્મિ અંતરની,
અમારૂં દુઃખ અંતરનું, કહો બતલાવવું ક્યાંથી.
બધે છે ચોકી દુશ્મનની, પડે વરસાદ તોપોનો,
વિકટ એવા હુમલ્લામાં, અમારે ફાવવું ક્યાંથી.
અરે કોઇ ગુપ્ત જાસુસને, અમારી પાસ તો પ્રેરો,
તમોને કહેવું હોયે તે, અમારે કહાવવું ક્યાંથી.
જણાવો કોઇ જો સંકેત ને જો સહાયતા દેશો,
છૂપાતા વા ધરી વીરત્વ, કહો તેમ આવશું ત્યાંથી.

શ્રી. ज. देवी.

---

## इष्टने पोताना परम प्रीतिना विषयरूप करवा इच्छनार साधकना इष्टप्राति उद्गार.

### પદ. ૨૪ ( રામ ભજ તું પ્રાણીયા, એ લય. )

આપનો મારા પ્રભુ ! મને છંદ ક્યારે લાગશે—
મને નાદ ક્યારે લાગશે. આપનો.
દૃશ્યને જેમાં વિસારી, વિશ્વવૈભવ તુચ્છકારી,
આપ એક જ આપ જ્યાં ત્યાં, અન્ય વસ્તુ છે ન કો ત્યાં,
એવું અનુભવી ક્લિષ્ટ આ, નિજ અહં ક્યારે ત્યાગશે ?—આપનો.
સુખ તિલાંજલિ દેઈ તત્ક્ષણુ, નિજ જીવનને આપીને પણ,
સર્વના બદલામાં ક્યારે આપને એ માગશે ? આપનો.

આપવિણુ ખાવું ન ભાવે, કાંઇ પણુ કરતું ન ફાવે,
વૃત્તિ એવી આપમાં ક્યારે સુદૃઢ અનુરાગશે ? આપનો૦

મારે અન્તર મન્દિરે, કાંઇ સ્મરણ ઘંટ દિવ્ય સ્વરે.
'આપ મારા : આપ મારા :' એવો ક્યારે વાગશે ? આપનો૦

આપવિણુ કશું સાંભરે ના, આપવિણુ સુઝે બીજું ના,
આપ પ્રભુથી નિતાન્ત મારો ભેદ ક્યારે ભાગશે ? આપનો૦

---

## इष्टने पोताना अंतरमां प्रत्यक्ष थवा निमित्त वृत्तिनी प्रेमभरी प्रार्थना.

### પદ ૨૫ ( સોહામણી સ્વર્ગની વાટ; એ લય. )

રળીયામણી કોઇ એક રાત, અમ ઘર પધારજો હો પ્રાણુ !
કરતા અમીદૃષ્ટિપ્રપાત, કદી કદી પધારજો હો પ્રાણુ !
આંતર ગૃહના ચોકને, સમારી રાખીશ નાથ !
મનગમતી સામગ્રીથી, દીપાવીશ ભલી ભાત.
વિશ્વવિષે કદી ફરતાં ફરતાં.
સ્નેહનું સિંચન કરતાં કરતાં,
અંતરીક્ષ માર્ગેથી ખરરર
વિમાન અમ ઘર ઉતારજો હો પ્રાણુ !

ચરણુ પખાળીશ નયનના, જળથી હું તે વાર,
પધરાવીશ પછી પ્રાણુને, મુજ સુંદર આગાર,
હૃદયતણી કંઇ રમત રમીશું,
રહેશે પછી આનન્દ કમી શું.
રુચિકર જો પછી જણુાય અંતર,
તો નિજ ઘર જવું વિસારજો હો પ્રાણુ !



## विश्व हितनी याचना.

પદ. ૨૬ ( ચિત્ત તું ચિંતન છોડરે, એ લય. )

વિભુ ! આ વિશ્વની માંહ્યરે, જય જય વર્તાવો.
આપ અનુગ્રહથી સઉ પ્રાણી, સહજે સુખમય થાય રે. જયજય.
અનુકૂલ વૃષ્ટિથી આ સૃષ્ટિ, યોગ્ય સમય ભીંજાય રે; જય૦
આગંતુક વિપત્તિથી પણ, સહાય તે રક્ષાય રે; જય૦
જીવન નિર્વાહક વસ્તુઓ, સહેજે પૂરી થાય રે; જય૦
ક્લેશ-દ્વેષ સઉના અંતરના, શુદ્ધ જ્ઞાનથી જાય રે; જય૦
સદ્વિદ્યા, સત્સંપત્તિ, સત્સ્વાતંત્ર્યો જ લહાય રે; જય૦
ધર્મ-યોગ, નીતિ-ભક્તિબલ, સઉ ઉર અનુભવાયરે; જય૦
એવો અનુપમ સુયોગ આણો, સત્વર નરહરિરાય રે. જય૦

———o———